Department of Public Instruction, Bombay.

મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# ગુજરાતી ત્રીજી ચોપડી.

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટી—એમણે તૈયાર કરી.

# GUJARATI THIRD BOOK.

**Prepared**

BY

The Vernacular Text Books Revision Committee.

PUBLISHED BY

MACMILLAN AND CO. LIMITED

BOMBAY, CALCUTTA AND LONDON.



*Price 6 Annas.* કીંમત ૬ આના.

1905.

# ત્રીજી ચોપડીનું સાંકળીઉં.



## ભાગ ૧. સામાન્ય વિષયના.

## ભાગ ૨. ભૂગોળવિદ્યાના.



## ભાગ ૩. સૃષ્ટિજ્ઞાન વગેરેના.





# ત્રીજી ચોપડી—ભાગ ૧.



## પાઠ ૧. નવી ચોપડી ને જુની ચોપડીઓ.




છોકરાં, તમે નિશાળે બેઠા પછી આજ સુધીમાં ત્રણ ચોપડીઓ વાંચી ગયાં. બાળપોથીમાં તમે મૂળાક્ષરો ને બારાખડી શીખ્યાં. પછી થોડા રમુજી પાઠો ને કેટલીક કવિતા વાંચી.

પહેલી ચોપડી વાંચવાથી તમને ઘણો લાભ થયો હતો. તેમાંથી તમને જોડાક્ષરનું જ્ઞાન થયું; અને કેટલીક ડાહી ડાહી શિખામણો મળી. તેમાંના પદાર્થપાઠો વાંચી તમે કેટલાંક પ્રાણીઓ ને પદાર્થો વિષે જાણવા જોગ થોડીક હકીકત શીખ્યાં. તે ચોપડીમાં કેટલીક કવિતા એવી સરસ છે, કે

આજે પણ તમે તે બધી ઉમંગથી ને સારા રાગથી ગાઓ છો. બાળપોથી ને પહેલી ચોપડીનાં ચિત્રો જોઈ તમને કેટલો બધો આનંદ થતો!

બીજી ચોપડી માંડ્યા પછી તમારી હોશિયારી ઘણી વધી. તમે સારા અક્ષરે ટુંકાં ટુંકાં વાક્યો લખતાં શીખ્યાં. નવી નવી વાર્તાઓ વાંચી તેમાંથી સારો બોધ લીધો. પદાર્થપાઠો ભણીને તમે કોઈ પણ વસ્તુની બારીક તપાસ કરતાં શીખ્યાં. વળી કોઈ બે પ્રાણીઓ કે પદાર્થો લઈ તેમનો મુકાબલો કરવાનું જાણ્યું. પેલા ભૂગોળના પાઠો વાંચી તમે દિશાઓ, નિશાળ, ગામના અધિકારી વગેરેની ઠીક માહીતી મેળવી. ગામનો ને નિશાળનો નકશો બનાવતાં પણ શીખ્યાં.

હવે તમે નવી ચોપડી શરૂ કરી. વાહ! આ ચોપડી કેવી મજાની છે! એમાં કેટલી રસીલી ને સારી શિખામણ આપનારી વાર્તાઓ છે! દરેક પાઠમાં કંઈ કંઈ નવું શીખવા જેવું છે. આ ચોપડીમાં નવી જાતના અક્ષરો તમારા જોવામાં આવશે. તે ઓળખ્યા પછી તમે તેવા અક્ષરે લખેલાં પુસ્તકો વાંચી શકશો. ભૂગોળ સંબંધી પાઠો વાંચ્યા પછી નદી, દરીઓ, મેદાન ને બીજી ઘણી બાબતો વિષે તમારે થોડુંકજ જાણવાનું બાકી રહેશે. તમે માટી કે રેતી લઈ કેટલાક સાદા નમુના બનાવતાં શીખશો.

પદાર્થ પાઠોનું શું કહીએ! જરા તે પાઠો તરફ નજર તો કરો! કેટલી બધી સામાન્ય વસ્તુઓ, પ્રાણીઓ ને વનસ્પતિઓનું તેમાં વર્ણન કરેલું છે! તે પાઠો વાંચ્યા પછી એ બધાંના ગુણ ને ઉપયોગ તમારા જાણવામાં સારી પેઠે

આવશે. પેલા છેલ્લા પાઠમાં તોળવા સંબંધી હકીકત છે. તે શીખ્યા પછી તમે કંઈ સોદો લેવા જશો, તો કદી છેતરાશો નહિ. વળી આ ચોપડી ભણવાથી તમને ખરૂં લખતાં ને સારૂં વાંચતાં તથા બોલતાં આવડશે. પણ એ શીખવામાં ઘણીઉતાવળ કરશો નહિ. ઉતાવળે આંબા ન પાકે. ઘણી ઉતાવળ કરશો ને ધ્યાન દઈ ભણશો નહિ તો સારૂં આવડશે નહિ. જે વાત વાંચવામાં આવે; તે ખરી છે કે ખોટી તેની જાતે ખાતરી કરજો. ખાતરી કરવાને જેટલી મહેનત લેવી પડે તેટલી લેજો. આળસ કરશો તો પોપટીઉં જ્ઞાન મળશે.

| | |
|---|---|
| આનંદ—ખુશી. | બોધ—શિખામણ. |
| પુસ્તકો—ચોપડીઓ. | મુકાબલો—સરખામણી. |
| પોપટીઉં—સમજાણ વગરનું. | રસીલી—ગમત ભરેલી. |
| બારીક—ઝીણી. | વર્ણન–વિગતવાર કહેવું તે; બ્યાન. |

## પાઠ ૨. બાળબોધ.—ભાગ ૧.

તમે જે ચોપડીઓ વાંચી છે તે બધી ગુજરાતી લિપિમાં લખેલી છે. ગુજરાતી સિવાય બીજી એક લિપિ છે, તેને બ્રાહ્મણી કે બાળબોધ કહે છે. તે લિપિમાં હિંદુ લોકોનાં જુનાં પુસ્તકો લખેલાં હોય છે, ને હાલ પંડિતો કાગળ પણ તેમાંજ લખે છે. બાળબોધ લિપિમાં એકેક અક્ષરનું નાની લીટી, દોરીને માથું બાંધવામાં આવે છે.

આ નીચે ગુજરાતી ને બાળબોધ મૂળાક્ષર ને અંક લખ્યા છે. ઉપર ગુજરાતી અક્ષર છે, અને તેની નીચે બ્રાહ્મણી છે, બાળબોધમાં કેટલાક અક્ષર છે, તેવા ગુજરાતીમાં આવતા નથી,

માટે ત્યાં ખાલી જગા રહેવા દીધી છે. ગુજરાતીમાં જેમ કાનો, એનજુ, વરડુ, માત્રા, અનુસ્વાર ને વિસર્ગ આવે છે, તેમજ બાળબોધ અક્ષરને પણ લાગે છે. વળી એમાં જોડાક્ષર આવે, તે ગુજરાતી અક્ષરના ધોરણ પ્રમાણે સમજીને વાંચવા.

---

## મૂળાક્ષર.

અ આ ઇ ઈ ઉ ઊ ઋ
अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ

એ ઐ ઓ ઔ અં અઃ
ए ऐ ओ औ अं अः

---

ક ખ ગ ઘ ઙ, ચ છ જ ઝ ઞ,
क ख ग घ ङ, च छ ज झ ञ,

ટ ઠ ડ ઢ ણ, ત થ દ ધ ન, પ ફ બ
ट ठ ड ढ ण, त थ द ध न, प फ ब

ભ મ, ય ર લ વ શ ષ સ હ ળ
भ म, य र ल व श ष स ह ळ,

ક્ષ જ્ઞ.
क्ष ज्ञ.

---

અંક.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦
१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १०.

## पाठ २. बाळबोध.—भाग २.

१, थाय. नीपजे. पंडित. भणतां. लखतां. लहीओ.
भणतां पंडित नीपजे, लखतां लहीओ थाय.

२. नहि. लपटावुं. लालच.
लालचमां लपटावुं नहि.

३. जाते. नर्या. पहेलुं. सुख.
पहेलुं सुख ते जाते नर्या.

४. ईश्वर. उपर. काम. करवां. बधां. राखी. श्रद्धा.
ईश्वर उपर श्रद्धा राखी बधां काम करवां.

५. उद्योगी. काम. चेन. नथी. पडतुं. माणस. वगर.
उद्योगी माणसने काम वगर चेन पडतुं नथी.

६. खाली. ठाठ. थई. फक्कड. फरवुं.
फक्कड थईने फरवुं नहि, ने खाली ठाठ करवो नहि.

७. अजुक्तुं. एवुं. कदी. कोई. बोलवुं. माठुं. लागे.
अजुक्तुं के कोईने माठुं लागे एवुं कदी बोलवुं नहि.

८. असल. उंमर. करता. चोवीस. थतां. ब्राह्मणो.
वरस. विद्याभ्यास. सुधी.
असलना ब्राह्मणो चोवीस वरसनी उंमर थतां
सुधी विद्याभ्यास करता.

## छेल्ले. झाझो. पुस्तक. ध्यान.

पाछला पांठमां छेल्ले बे तरेहना आंकडा मांडेला छे, ते मेळवी जोतां मालम पडशे के त्रगडा, छगडा अने नवडा विना बीजामां झाझो फेर नथी. ए सारी पेठे ध्यानमां राखी शीखवा. हाथना लखेला पुस्तकमां आवो '९ नथी होतो, पण वखते आवो '८ होय छे. तेम 'अ' मां पण फेर छे. एवा पुस्तकमां आम 'अ' काढे छे.

३ २ १ ६ ५ ४ ९ ८ ७ ४ १ २ ० ६ ० ३ ९.

| | |
|---|---|
| અજુગતું—અઘટતું. | ફક્કડ—છેલ. |
| ચેન—સુખ; નિરાંત. | લહીઓ—સારા અક્ષર લખનાર. |
| ઠાઠ—ડોળ; ભપકો. | વિદ્યાભ્યાસ—ભણવું તે. |
| નર્યા—નિરોગી. | શ્રદ્ધા—વિશ્વાસ. |

## पाठ ३. घरडो माणस ने तेनो टट्टु.

એક શહેરમાં બજાર ભરાતું હતું, તેમાં એક ડોસો ને તેનો દીકરો ટટ્ટુ વેચવાને જતા હતા. દીકરો ટટ્ટુને દોરે ને બાપ પાછળથી હાંકે.

રસ્તે ચાલતાં ડોસાને વિચાર થયો, કે છતે ટટ્ટુએ આ છોકરાને ચલાવું છું, તે ઠીક કહેવાય નહિ. તેથી તેણે તેને ટટ્ટુ પર બેસાડ્યો. બાપદીકરો વાતચીત કરતા કરતા ચાલ્યા જાય છે, એટલામાં તેમને કેટલાંક માણસો મળ્યાં. તેમણે કહ્યું, અરે

મૂર્ખ છોકરા, આ શું કહેવાય ? ખરેખર, હવે હડહડતો કળિયુગ આવ્યો ! નહિતો વળી જુવાન દીકરો ટટ્ટુ પર બેસે, ને ઘરડો બાપ પગે ચાલે એવું કદી બને ! આ સાંભળીને છોકરો ટટ્ટુ પરથી નીચે ઉતર્યો, અને તેણે પોતાના બાપને તે પર બેસાડ્યો.



તેઓ થોડેક દૂર ગયા, એટલામાં તેમને બીજા કેટલાક લોકો મળ્યા. તેમણે ડોસાને ટટ્ટુ પર બેઠેલો જોઈને બૂમ પાડી કહ્યું, અરે ડોસા, તારી બુદ્ધિ ફરી ગઈ છે કે શું ? આવા રાજાના કુંવર જેવા છોકરાને ખરે બપોરે હિંડાડે છે, અને તું ટટ્ટુ પર બેસી મોજથી મુસાફરી કરે છે. તું તો ખર્યુંપાન કહેવાય, માટે થાકી જઈ માંદો પડે તેની ફીકર નહિ. આથી શર-

માઈ પેલા ડોસાએ છોકરાને પોતાની પછવાડે ટટ્ટુ પર બેસાડ્યો. પછી બંને જણા ટટ્ટુને જોસબંધ દોડાવતા આગળ ચાલ્યા.

રસ્તામાં તેમને શ્રાવકનો એક સંઘ મળ્યો. એક તો જાતે શ્રાવક ને વળી જાત્રાએ નીકળેલા, તેથી તેમના મનમાં તરત દયા આવી. તેમણે તે બંનેને ઉભા રાખી કહ્યું, અરે! તમે કેવા ઘાતકી છો? આ બિચારૂં ટટ્ટુ તમારા બેનો ભાર શી રીતે ઉઠાવી શકે? ડોસાએ જવાબ દીધો કે શું કરીએ? ભાઈઓ, શહેરમાં મેળો ભરાય છે, તેમાં અમારે જલદીથી જવું છે. નહિતો મેળો વીખરાઈ જશે, અને અમારૂં ટટ્ટુ વેચાશે નહિ. શ્રાવકોએ જવાબ આપ્યો, કે જો એમ હોય, તો તમે બંને જણા તે ટટ્ટુને તમારે ખભે ઉપાડી દોડો. એમ કરવાથી તમે વખતસર મેળામાં પહોંચી જશો, અને આ ટટ્ટુ સુખી થશે.

તેમણે તે પ્રમાણે કર્યું. પણ રસ્તામાં એક પૂલ આવ્યો, ત્યાં ટટ્ટુએ તોફાન કર્યું. તે છુટું થઈ ગયું, કૂદીને પૂલ ઉપરથી નીચે પડ્યું, અને પાણીમાં ડૂબી ગયું. મૂર્ખ બાપદીકરો ફીકે મોઢે ઘેર ગયા અને ઘણું પસ્તાયા.

આ ઉપરથી સમજવું, કે જે માણસ પોતાની અક્કલનો ઉપયોગ કરે નહિ, અને બીજાની સલાહ પ્રમાણેજ ચાલે, તેની આવી દશા થાય.

અક્કલ—બુદ્ધિ.
કળિયુગ—ખરાબ વખત.
ખર્યુંપાન—ઘરડો.
ઘાતકી—દયા વિનાનો.
જોસબંધ—જોરથી.
સંઘ—જાત્રાએ જનારનું ટોળું.
હડહડતો—પુરેપુરો.

# पाठ ४. परगज्जु छोकरो.—भाग १.

કાશીમાં ચીમનરાય તથા ગંગા કરીને સ્ત્રીપુરૂષ રહેતાં હતાં. તેમને કંઈ બાળક ન હતું. તેઓ બંને પોતાનો ઘણો વખત ઈશ્વરભક્તિમાં ગાળતાં. ઈશ્વરકૃપાથી તેમને એક પુત્ર થયો. તેનું નામ તેમણે નરસિંહ પાડ્યું, કેમકે તેનો જન્મ નરસિંહ ચૌદશને દિવસે થયો હતો. પુત્ર રૂપ તથા ગુણનો ભંડાર હતો. તેની મીઠી વાણીથી માબાપ બહુ રાજી થતાં, અને આવા ગુણવાળો અને રૂપાળો છોકરો તેગને ઘેર પેદા થયો, તે માટે ઈશ્વરનો ઉપકાર માનતાં.

છોકરો દિવસે દિવસે મોટો થવા લાગ્યો, તેમ તેની બુદ્ધિ વધવા લાગી. તે ત્રણ વરસનો થયો, તેવામાં ચીમનરાય ગુજરી ગયા. એથી તેને ઉછેરવા તથા ભણાવવાનું કામ મા પર આવી પડ્યું. તે બાઈનો સ્વભાવ સારો ને દયાળુ હતો. પાડોશમાં બીજી સ્ત્રીઓને તે સલાહ આપે અને મદદ કરે, તે નરસિંહ જોતો. તેની અસર તેના મન પર થઈ. તે પણ સ્વભાવે તેના જેવો દયાળુ ને પરગજુ નીવડ્યો.

તે પાંચ વરસનો થયો, એટલે તેને નિશાળે મૂકવામાં આવ્યો. ત્યાં તે સારો અભ્યાસ કરતો, ને સારી રીતે ચાલતો, તેથી પોતાના શિક્ષકનો માનીતો થઈ પડ્યો. તે તેના વર્ગના બાળકોને પાઠ કરાવવામાં તથા બીજી નાની મોટી બાબતોમાં મદદ કરવા લાગ્યો. કોઈને પણ તે કદીએ માઠું લગાડે નહિ. સૌનું સારૂં ઇચ્છે, અને સૌને સારી સલાહ આપે.

એક વખત નરસિંહ વર્ગના બીજા છોકરા સાથે નિશાળેથી

ઘેર આવતો હતો. તેવામાં એક સાંઢ દોડતો આવ્યો, અને એક છોકરાને ભોંય પર પછાડી ચાલતો થયો. તે છોકરાના માથામાંથી લોહીની ધાર વહેવા લાગી. બીજા છોકરાઓ તો દૂર ઉભા રહી ખડખડ હસવા લાગ્યા; પણ નરસિંહના અંતઃકરણમાં એકદમ દયા આવી. તે તેની પાસે દોડી ગયો, અને પોતાના ફેંટામાંથી એક પાટો કાઢી ઘા ઉપર બાંધ્યો. પછી તેણે એક ગાડીવાળાને બોલાવ્યો. ગાડીમાં તે છોકરાને સુવાડી તેને ઘેર લઈ ગયો, અને તેનાં માબાપને સોંપ્યો.

તે છોકરાનાં માબાપે નરસિંહનાં બહુ વખાણ કર્યાં ને કહ્યું, ભાઈ, તું ન હોત તો અમારો છોકરો જીવતો ઘેર આવત નહિ. હવે તને ઘેર જવાનું મોડું થાય છે, માટે જા. પણ નરસિંહ ત્યાંથી ખસ્યો નહિ. વૈદે આવી તેને પાટો બાંધ્યો, અને દવા આપી શુદ્ધિમાં આણ્યો, ત્યાં સુધી તે ત્યાંજ રહ્યો.

નરસિંહનું આવું પરગજુપણું જોઈ સૌ આશ્ચર્ય પામ્યાં, અને કહેવા લાગ્યાં, કે આવાં છોકરાં ઈશ્વર સૌને આપો.

| | |
|---|---|
| આશ્ચર્ય—નવાઈ. | અંતઃકરણ—દીલ. |
| ઈશ્વરકૃપા—પરમેશ્વરની મહેરબાની. | નરસિંહ ચૌદશ—વૈશાખ સૂદ ચૌદશ. |
| ઈશ્વરભક્તિ—ઈશ્વરનું ભજન. | પરગજુ—પારકાનું સારૂં કરનારો. |
| ઉપકાર—પાડ. | શુદ્ધિ—ભાન. |

## પાઠ ૫. પરગજુ છોકરો.—ભાગ ૨.

અભ્યાસ કરતાં નરસિંહની ઉંમર સોળ વરસની થઈ. હવે તેના કુટુંબના ગુજરાન માટે તેને ધંધે વળગવાની જરૂર પડી. તેણે નિશાળ છોડી દીધી, પણ તેનામાં તેની માંએ જે

ગુણો મૂક્યા હતા, તે તો દિવસે દિવસે વધતા ગયા. જેવી રીતે તે નિશાળમાં ચાલતો હતો, તેવી રીતે નાતજાતમાં ને બીજા લોકો સાથે પણ ચાલતો, અને બધાની પ્રીતિ મેળવતો.

એક દિવસ તેને તેના ભાઈબંધને ત્યાં લગ્ન હતાં. તેમાં જવાનું હતું. તે ભાઈબંધનું ગામ પોતાના ગામથી બહુ દૂર ન હતું, એટલે લગ્નને દહાડે જમીને પોતાની માની રજા લઈ તે નીકળ્યો.



રસ્તામાં ચાલતાં તેણે એક મરવા પડેલી ગાય દીઠી. તેને જોઈ તેનું અંતઃકરણ દયાથી ઉભરાઈ આવ્યું. તેણે પાસે જઈને જોયું, તો તેના પેટમાં મોટા ખાડા પડેલા દીઠા. તરતજ તે દોડ્યો, અને પાસેના મેદાનમાંથી ખડ લાવી તેને ખવાડ્યું

અને પાણી લાવી પાયું, એટલે ગાયમાં જીવ આવ્યો. થોડી વારે તે બિચારી ઉભી થઈ, ને નરસિંહને આશીશ દેતી હોય, તેમ તેની સામું જોઈ ચાલતી થઈ.

નરસિંહ આગળ ચાલ્યો. તે એક તળાવની નજીક જઈ પહોંચ્યો. અહીં તેણે તળાવમાં એક આંધળા ડોસાને કાદવમાં ખૂંચેલો દીઠો. નરસિંહ લુગડાં કાઢી પાણીમાં ઉતર્યો, ને પેલા ડોસાને હાથ પકડી બહાર કાઢ્યો. એવામાં તેણે સામે કાંઠે કેટલાક લોકોને બૂમ પાડતા સાંભળ્યા. દોડી જઈને જુએ છે, તો તેણે તળાવમાં એક છોકરાને ડૂબતો દીઠો. નરસિંહને તરતાં આવડતું હતું. તે તરતજ તળાવમાં પડ્યો, અને તે છોકરાની ચોટલી પકડી તેને પાણીમાંથી બહાર ખેંચી કાઢ્યો, અને કાંઠે ઉભેલા લોકોને આપ્યો. તે છોકરાનાં માબાપ પણ ત્યાંજ ઉભાં ઉભાં રોતાં હતાં. તેમણે પોતાના છોકરાને લઈ લીધો, અને તેને ઉંધો ટંગાવી તેના પેટમાંથી પીધેલું બધું પાણી કાઢી નાખ્યું. થોડી વારે તે છોકરામાં જીવ આવ્યો.

સઘળાં માણસો નરસિંહના આ પરોપકારી કામથી બહુ રાજી થયાં. તે છોકરાનાં માબાપે નરસિંહનો ઘણો પાડ માન્યો, ને તેને પોતાને ઘેર લઈ જઈ કંઈ ઇનામ આપવાનો વિચાર જણાવ્યો. નરસિંહે કહ્યું કે મારે ઇનામ નહિ જોઈએ, અને મારાથી હવે થોભાય નહિ. મારા ભાઈબંધને ત્યાં આજે લગ્ન છે. સાંજ પડી ગઈ છે, અને મારે હજી છેટે જવું છે, માટે મને રજા આપો.

હવે જે ગામ નરસિંહને જવાનું હતું, ત્યાં જતાં એક ઘાડું જંગલ આવતું હતું. તેમાં ચોર ને જંગલી પ્રાણીની મોટી

બીક હતી. નરસિંહ તે જંગલમાં પેઠો, ત્યારે અંધારૂં થઈ ગયું હતું, પણ ઈશ્વરની કૃપાથી તેને કંઈ પણ ઈજા થઈ નહિ. તે પોતાના ભાઈબંધને ઘેર સહીસલામત પહોંચી ગયો, ને વિવાહના કામમાં સામેલ થયો.

---

ગુજરાન—ભરણપોષણ.
પરોપકારી—પારકાનું ભલું કરનારો.
સહીસલામત—સુખેથી; જોખમ કે અડચણ વગર.

## પાઠ ૬. અદલ ઈનસાફ.



વિજયનગર નામે એક શહેર છે. તેમાં તલકચંદ કરીને એક પૈસાદાર વેપારી રહેતો હતો. તેના બાપની હાલત બહુ સારી ન હતી, તેથી તલકચંદ સારો અભ્યાસ કરી શક્યો નહિ. ગામડી નિશાળે બેસી તે લખતાં વાંચતાં શીખ્યો, અને પછી પોતાના ધંધામાં વળગ્યો. તે અક્કલવાળો તથા નસીબદાર હતો,

તેથી પોતાના ધંધામાં દિવસે દિવસે ફાવતો ગયો. થોડા વખતમાં તો તે વિજયનગરમાં એક મોટો વેપારી ગણાવા લાગ્યો. વેપારમાં તેણે જે ધન મેળવ્યું, તે ખરચીને મોટાં મકાન બંધાવ્યાં, અને પોતાના કુટુંબનાં માણસો માટે કીંમતી ઘરેણાં ઘડાવ્યાં. તેની દોલત એટલી વધી ગઈ, કે તેણે મોટી રકમ ખરચી સત્તર હાથી પણ ખરીદ્યા.

તે શેઠને ત્રણ દીકરા હતા. તે પણ તેના જેવા હોશિઆર હતા. તેમણે પોતાના બાપની આબરૂ લોકોમાં વધારી હતી. શેઠ તો ઘરડા થયા, અને મરણ પથારી પર પડ્યા. તે વખતે તેમણે પોતાના છોકરાઓને બોલાવીને કહ્યું, કે બેટા, હું તો હવે થોડા વખતમાં મરી જઈશ, પણ તમે મારા મરણ પછી આપણી મીલકતના મારી સલાહ પ્રમાણે ભાગ પાડજો. મોટા છોકરાએ કહ્યું, કે બાપા, તમે કહો તે પ્રમાણે અમે વર્તીશું. ત્યારે ડોસાએ કહ્યું, કે બીજી જે મીલકત છે, તે તો તમે સરખે ભાગે વહેંચી લેજો. પણ સત્તર હાથી છે, તેનો અર્ધો ભાગ મોટા ભાઈને, ત્રીજો ભાગ વચલાને, અને નવમો ભાગ નાના ભાઈને મળે, એવી વહેંચણ કરજો.

બધા છોકરાઓએ તે પ્રમાણે કરવા કબુલાત આપી, અને ડોસો મરણ પામ્યો. છોકરાઓએ ડોસાનો દહાડોપાણી સારી રીતે કર્યાં, અને પછી તેના કહેવા પ્રમાણે બીજી મીલકત સરખે ભાગે વહેંચી લીધી. પણ તેમનાથી હાથીની વહેંચણ થઈ શકી નહિ. આથી તેમણે ઘણાં માણસોની સલાહ લીધી, પણ કોઈ તેનો તોડ લાવી શક્યું નહિ. છેલ્લે તેઓ તે શહેરના દિવાન પાસે ગયા, અને સઘળી હકીકત તેને જણાવી.

તે દિવાન બીજે દહાડે પોતાના હાથી પર બેસી તે છોકરાઓને ઘેર ગયો, અને તેમના હાથીને એકઠા કરી તેમાં પોતાના હાથીને ઉમેર્યો. ત્યારપછી તેણે ડોસાના કહેવા પ્રમાણે તે સત્તર હાથીના ભાગ પાડી ત્રણે છોકરાઓને વહેંચી આપ્યા. છેવટે પોતાનો હાથી બાકી રહ્યો, તે પર બેસી તે પોતાને ઘેર ગયો.

જ્યારે આ વાતની લોકોને ખબર પડી, ત્યારે તેઓ દિવાનની અક્કલની વાહવાહ બોલવા લાગ્યા.

---

અદલ—વાજબી.
આબરૂ—કીર્તિ.
ઈનસાફ—ન્યાય.
તોડ—નિકાલ.
દહાડોપાણી—મરણ પાછળનો ખરચ.
નસીબદાર—ભાગ્યશાળી.
વાહવાહ—વખાણ.

---

## પાઠ ૭. પરમેશ્વર સઘળું જુએ છેજ.

હરિ ને છોટુ નામે બે ભાઈ હતા. એક દિવસ તે પોળમાં રમવા ગયા. ત્યાં તેઓ મગન સાથે લખોટે રમવા લાગ્યા. જમવાનો વખત થયો, તોપણ મગન ઘેર આવ્યો નહિ, તેથી તેની મા તેને તેડવા આવી. મગન ઉતાવળો ઉતાવળો ઘેર ગયો. તે રમવાની જગાએ કાચના બે સુંદર લખોટા ભૂલી ગયો.

છોટુ—ભાઈ હરિ, જો જો, પેલો મગન આ બે લખોટા ભૂલી ગયો. એ કેવા સુશોભિત દેખાય છે! એવા લખોટા આપણી પાસે હોય તો કેવું સારૂં! ભાઈ, હું તે લઉં?

હરિ—ના, ભાઈ, આપણાથી તે લેવાય નહિ. આપણે શું ચોર છીએ?

છોટુ—એમાં ચોર શેના ? આપણે ક્યાં કોઈના ઘરમાંથી ચોરી કરીએ છીએ ? રસ્તામાં પડેલી ચીજ લઈએ તે શું ચોરી કહેવાય ?

હરિ—અરે, તું આ શું બોલે છે ! કાલેજ આપણા ઘર પાસેથી એક ચોરને સિપાઈઓ બાંધી લઈ જતા હતા. તે વેળા બાપાએ કહ્યું હતું, કે એ ચોર નાનો હતો, ત્યારે ઘરમાંથી ખાવાનું કે પૈ પૈસો, ને નિશાળમાંથી પેન કે ચોપડી ચોરતો. તેને કોઈએ તેમ કરતાં અટકાવ્યો નહિ, તેથી તે આવી મોટી ચોરી કરતાં શીખ્યો. તે તું શું ભૂલી ગયો ? વળી યાદ રાખવું, કે માણસો પહેલાં નજીવી બાબતમાં નાનાં પાપ કરે છે. પછી તેવાં કામ કરવાની ટેવ પડે છે, તેથી આગળ જતાં મોટાં પાપ કરતાં શીખે છે. લખોટા લેવાનો વિચાર કરવો, એટલે તે લીધા બરાબર છે, માટે એવા નઠારા વિચારો પહેલેથીજ મનમાં થવા દેવા ન જોઈએ. વળી અહીં કોઈ જોનાર નથી, એમ પણ ન સમજવું. પરમેશ્વર બધે ઠેકાણે છે, ને તે બધું જુએ છે. જે જે પાપી કામો ને નઠારા વિચારો આપણે કરીએ છીએ, તે બધા તે જાણે છે, ને તે માટે આપણને સજા કરે છે. માટે નઠારો વિચાર પણ કરવો ન જોઈએ. સાંભળઃ—

દોહરા.

ઓસપાસ આકાશમાં, અંતરમાં આભાસ;
ઘાસ ચાસની પાસે પણ, વિશ્વપતિનો વાસ. ૧.

ભોંયમાં પેસી ભોંયરે, કરીએ કાંઈ વાત;
ઘડીએ મનમાં ઘાટ તે, જાણે જગનો તાત. ૨.

ખાલી જગ્યા ખોળીએ, કણી મૂકવા કામ;
ક્યાંએ જગકર્તા વિના, ઠાલું ન મળે ઠામ. ૩.

આ સાંભળી છોટુ તો શરમાઈ ગયો. તે બોલ્યો, ખરેખર ભાઈ, હું ભૂલ્યો. હવે હું એવો વિચાર પણ નહિ કરૂં.

---

આભાસ—અજવાળું; તેજ.
આસપાસ—બધે.
ઘાટ—વિચાર.
અંતર—મન.
જગકર્તા—પરમેશ્વર.
નજીવી—નકામી; માલ વગરની.
વિશ્વંપતિ—પરમેશ્વર.
વાસ—રહેઠાણ.

## पाठ ८. ईश्वरस्तुति.

ભુજંગી છંદ.

અહો દેવના દેવ હે વિશ્વસ્વામી,
કરૂં હું સ્તુતિ આપની શીશ નામી;
દયાળુ પ્રભુ આપદાથી ઉગારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૧

પ્રભુ માત ને તાત છો આપ મારા,
તમે છો સદા સર્વને પાળનારા;
કીધા છે કરોડો તમે ઉપકારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૨.

હું છું રાંકનો રાંક અજ્ઞાન પ્રાણી,
ન મારી કશી વાત તુંથી અજાણી;
કરો હે દયાળુ ક્ષમા વાંક મારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૩.

અમે બાળકો બોલીએ હાથ જોડી,
અમારી મતિ હે પ્રભુ છેક થોડી;
દયા લાવીને પ્રાર્થના દીલ ધારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૪.
અમે ને કુટુંબી જનો જે અમારાં,
રહીએ શરીરે સુખી સર્વ સારાં;
સદા આપજો આપ સારા વિચારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૫.
નથી મેં કરી આપની કાંઈ ભક્તિ,
નથી આપના ગુણ ગાવાની શક્તિ;
દયા લાવીને દાસ દુઃખો નિવારો,
દીનાનાથ તું એક આધાર મારો. ૬.

અજ્ઞાન—અણસમજુ. મતિ—બુદ્ધિ.
આપદા—દુઃખ. વિશ્વસ્વામી—ઈશ્વર.
દાસ—સેવક; ચાકર. શીશ—માથું.
દીનાનાથ—ગરીબના ધણી. સ્તુતિ—વખાણ.
નિવારો—ટાળો. ક્ષમા—માફી.

## पाठ ९. सिंह ने उंदर.

ઉંદરના એક દર પાસે મોટું ઝાડ હતું. તેને છાંયે એક સિંહ ઉનાળામાં આવી સૂતો. તેના શરીર પર થઈને કેટલાક ઉંદરે દોડાદોડ કરી મૂકી. સિંહ જાગી ઊઠવાથી તેના પંજામાં એક ઉંદર સપડાયો. તે તેને મારવા જતો હતો, એટલામાં પેલે ઉંદરે કાલાવાલા કર્યા, કે મહારાજ, આટલો ગુનો માફ

કરો. સિંહને દયા આવી, ને તેને છોડી દીધો. જતી વેળા ઉંદરે તેનો ઉપકાર માની કહ્યું, કે જ્યારે આપના પર આફૂત આવશે, ત્યારે આ સેવક હાજર થશે, ને આપની જે બનશે તે ચાકરી કરશે; કેમકે આજે આપે મને જીવતદાન દીધું છે. પેલો સિંહ હસીને મનમાં કહેવા લાગ્યો, કે જોને, આ નાનો સરખો ઉંદરડો કેટલી મગરૂરી કરે છે! હું આખા વનનો રાજા છું, તેનું એને ભાન નથી.



એક વેળા એવું બન્યું, કે તેજ ઝાડ તળે એક શિકારીએ દોરડાની મોટી જાળ નાખી. તેમાં એજ સિંહ સપડાઈ ગયો. તેણે ઘણાંએ ફાંફાં માર્યાં, પણ તેનાથી છુટાયું નહિ. તે બહુ અકળાયો, ને બૂમો પાડવા મંડ્યો. તે સાંભળીને પેલો ઉંદર એકદમ બહાર આવ્યો. તેણે જોયું તો તે સિંહને મોટા દુઃખમાં દીઠો. ઉંદરે વિચાર્યું કે જીવતદાનનો બદલો વાળવાનો આ સારો વખત આવ્યો છે. તેણે સિંહની પાસે જઈ કહ્યું, મહારાજ, ફીકર કરશો નહિ. આપનો દાસ હાજર થયો છે: તે આપનો ઉપકાર ભૂલી ગયો નથી. તેનાથી બનશે તે સેવા

બજાવશે. પછી તેણે પેલી જાળ પોતાના દાંત વડે કાતરી નાખી, એટલે સિંહ છુટો થયો.

પછી ઉંદરે જવાની રજા માગી. ત્યારે તે સિંહ બોલ્યો, ભાઈ, મારા દુઃખમાં મદદ કરવા તેં મને પહેલાં કહ્યું હતું, તે વાત તને સાંભરતી હશે. તે વેળા તો હું મારા મનમાં હસતો હતો, કે આ બિચારો નાનો સરખો ઉંદર મને શું મદદ કરવાનો હતો ? પણ હું અત્યારે જોઉં છું, કે તરણા સરખું પણ વખતે કામમાં આવે છે. માટે કોઈએ પોતાના જોરનો ગર્વ કરવો નહિ. મારા પર તારો તો બેવડો ઉપકાર થયો. તેં મારો જીવ બચાવ્યો એટલુંજ નહિ, પણ તારી પાસેથી હું ઉપર જણાવેલી સારી શિખામણ પણ શીખ્યો. ભાઈ, તું હવે સુખેથી જા.

---

આફત—દુઃખ.
કાલાવાલા—કરગરીને કહેવું તે; આજીજી.
ગર્વ—મગરૂરી.
જીવતદાન—કોઈનો જીવ બચાવવો તે.
તરણા સરખું—(તરણું–ખડ.) નકામું; નજીવું.

## પાઠ १०. प्रमाणक वेपारी

સિદ્ધપુરમાં મદાલશા કરીને એક વેપારી રહેતો હતો. તેનો બાપ પરચુરણ સામાનની ફેરી કરી પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતો. તે કદી પોતાના ઘરાકને ખોટી કીંમત કહી છેતરતો નહિ. આથી લોકોમાં તેની શાખ બંધાઈ. બૈરાંઓ પણ કીંમત ઠરાવ્યા વગર તેની પાસેથી સામાન લેતાં. આ ગુણ તેના દીકરા મદાલશામાં ઉતર્યો.

મદાલશા નિશાળે ભણવા જતો. વર્ગમાં બીજા છોકરાઓ શિક્ષકને છેતરવાનું કરે, પણ મદાલશા તો હંમેશાં પ્રમાણિક રહેતો. તે એક વખત નિશાળેથી ઘેર જતો હતો, તેવાંમાં તેને એક સોનાની મોહનમાળા જડી. આથી ન લોભાતાં તેણે તરતજ તે મોહનમાળા પાસે આવેલા પોલિસ થાણાના અમલદારને આપીને કહ્યું, કે જેની હોય તેને આ આપી દેજો.



તે થોડુંએક ભણ્યો, એટલામાં તેનો બાપ મરણ પામ્યો,

ને તેને ધંધામાં પડવાની ફરજ પડી. મદાલશામાં તેના બાપ કરતાં એક ગુણ વધારે હતો. તે પ્રમાણિક હતો, તેની સાથે તેની વાણી બહુ મીઠી હતી. એટલે તેની સાથે વાતચીત કરવાને સૌ ચાહતાં. મદાલશાએ તેના બાપની માફક ફેરી કરવાનું શરૂ કર્યું. એક વરસમાં તે સારૂં કમાયો, એટલે તેણે એક નાની દુકાન માંડી અને વેપાર શરૂ કર્યો. તેમાં તેને સારો લાભ થયો. એમ કરતાં તે વેપારમાં સારો વધ્યો. તેણે પોતાની દુકાને બાળક આવે કે વૃદ્ધ આવે, પણ ભાવ એકજ રાખેલો હતો.

તેને દયાશંકર કરીને એક બ્રાહ્મણ સાથે ભાઈબંધી હતી. તે ઘરડો થવાથી તેનો વિચાર આખા કુટુંબ સાથે કાશીની જાત્રાએ જવાનો થયો. પોતાની પાસે પૈસો ઠીક હતો. તે તેણે મદાલશાને સોંપવા કહ્યું. મદાલશાએ પ્રથમ તો ના કહી, પણ જ્યારે દયાશંકરે બહુ આગ્રહ કર્યો, ત્યારે તેણે તે પોતાની પાસે રાખ્યો. દયાશંકર તો જાત્રા કરવા ગયા. કાશીમાં તે વખતે કોલેરાનો રોગ ચાલતો હતો, તે તેમને લાગુ પડવાથી મરી ગયા. તેમની પાછળ એક નાની ઉંમરની સ્ત્રી તથા પાંચ વરસનો એક છોકરો રહ્યાં. તે મહા મુશકેલીથી પોતાને ગામ પાછાં આવ્યાં. દયાશંકરની વિધવાને ખબર ન હતી, કે પોતાના ધણીનું ધન મદાલશા શેઠને ત્યાં છે.

તેઓ આવ્યાં કે તરત મદાલશા શેઠ તે બાઈ પાસે જાતે ગયા અને કહ્યું, કે બાઈ, આ તમારા ધણીનું ધન છે, તે તમે લો, અને તેનો સારો ઉપયોગ કરજો. જરૂર પડશે તો હું મારાથી બનશે તેટલી મદદ કરીશ. શહેરના લોકોને આ

વાતની ખબર પડી, ત્યારે તેઓ કહેવા લાગ્યા, કે મદાલશા શેઠના પ્રમાણિકપણાને ધન્ય છે.

---

આગ્રહ—તાણ.
કોલેરા—જેમાં ઝાડો ને ઉલટી થાય તે રોગ.
થાણું—ચોકી.
પ્રમાણિક—વહેવારમાં સાચો.
મહા મુશકેલી—મોટી મુસીબત.
મોહનમાળા—એક જાતનું ડોકમાં ઘાલવાનું સોનાનું ઘરેણું.
વિધવા—જેનો ધણી મરીગયો હોય તે સ્ત્રી.
વૃદ્ધ—ઘરડું.
શાખ—આબરૂ.

---

## पाठ ११. वावे तेवुं लणे ने करे तेवुं पामे.



એક શહેરમાં ચાર ચોર રહેતા હતા. તેમની પાસે ખેડીખાવાને જોઈએ તેટલી જમીન હતી, પણ તેઓ ખેતી કરતા નહિ,

ને ચોરી કરી પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતા. એક બે વાર તેઓ ચોરી કરતાં પકડાયા હતા, ને ભારી સજા થવાથી તુરંગમાં ઘણા દહાડા રહી આવ્યા હતા. તેમને ચોરી કરવાનો ઘણો નાદ હતો, તેથી તુરંગમાંથી પાછા આવીને પણ તેનો તેજ ધંધો કરતા. સરકાર તરફથી તેમના ઉપર ઘણો જાપ્તો રહેતો, તોપણ લાગ આવતો ત્યારે બહાર નીકળી પડતા, ને મોટી ચોરી કરી લાવતા.

એક દહાડો કોઈ ધનવાન શ્રાવક વાણીઆનો સંઘ જાત્રાએ જવાનો છે, એવી તેમને ખબર પડી. આથી તેઓ એક વિકટ જગામાં તે સંઘની રાહ જોતા સંતાઈને બેઠા. તે સંઘ ત્યાંથી નીકળ્યો કે તરત તેઓ તેના પર તૂટી પડ્યા. બધા લોકો ગભરાઈ ગયા. ગાડાવાળા દૂર જઈ ઉભા, અને ચોકીદારો તો નાસી ગયા. પછી તેઓએ સુખેથી બધા પાસેથી દ્રવ્ય, ઘરેણાં વગેરે લૂટી લીધું. તે લઈ તેઓ તેના ભાગ પાડવા જંગલમાં ગયા, ને એક તળાવની પાળ પર જઈ બેઠા.

ત્યાં એક ચોર બોલ્યો, કે આજે આપણને ઘણો માલ મળ્યો, માટે શહેરમાંથી મિઠાઈ લાવી સુખે ખાઈએ. એ વાત બીજાઓને ગમી, તેથી માલમાંથી કંઈક લઈને બે જણા શહેરમાં ગયા. રસ્તે જતાં તેમના મનમાં વિચાર થયો, કે આપણે ચોરી કરતાં ઘરડા થવા આવ્યા, પણ તાલેવંત થયા નહિ. આજે મળેલો માલ ચાર ભાગે વહેંચવાથી આપણા નસીબમાં તો ચોરીને ચોરીજ રહેશે, માટે બીજા બેને મારી નાખીએ તો હમણા કરતાં બમણો ભાગ આવે. આવો વિચાર કરી કંદોઈની દુકાનેથી મિઠાઈ લઈ તેમાં ઝેર ભેળ્યું, ને તે લઈને ઝાડી ભણી ચાલ્યા.

હવે એવું બન્યું, કે જંગલમાં બેઠેલા બે ચોરોના મનમાં પણ એવો વિચાર આવ્યો, કે ગામમાં ગએલા પેલા બે ચોરો ખાવાનું લઈ આવે તેવાજ તેમને તળાવમાં ફેંકી દેવા, અને લૂટના બે સરખા ભાગ પાડી પોતેજ વહેંચી લેવા. પેલા બે ચોર આવ્યા, કે લાગ જોઈને તેમને તળાવમાં નાખી દીધા. પછી ખૂશ થઈને તેઓએ ઝેર વાળી મિઠાઈ ખાધી, તેથી તે બે પણ મરી ગયા.

એવી રીતે એક એકનું ભુંડું તાક્યું તો બધાનું ભુંડું થયું. માલ માલને ઠેકાણે રહ્યો, ને ચોરનાં મડદાંને મગર, કાગડા, કુતરાં અને ગીધોંએ ફોલી ખાધાં. કહેવત છે કે વાવે તેવું લણે ને કરે તેવું પામે.

| | |
|---|---|
| જાપ્તો—ચોકશી. | દ્રવ્ય—નાણું. |
| તાલેવંત—પૈસાદાર. | નાદ—ટેવ; છંદ. |
| તુરંગ—કેદખાનું. | વિકટ—બિઆમણું. |

## પાઠ ૧૨. યુધિષ્ઠિરની ક્ષમા.

યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, સહદેવ ને નકુળ, એ પાંચ પાંડવો હતા. તેમાં યુધિષ્ઠિર સૌથી મોટા હતા. તે સદા સાચું બોલનારા હતા, અને કોઈની ઉપર કોપ કરતા નહિ. આ પાંચે ભાઈઓએ સારી વર્તણુકથી લોકોમાં આબરૂ મેળવી. તે તેમના પીતરાઈ ભાઈ દુર્યોધનથી સહન થઈ શકયું નહિ. એથી તેણે પહેલાં તો પાંડવોને ઝેર દઈને તથા લાખના ઘરમાં સળગાવીને મારી નાખવાના ઉપાય કર્યા. તેમાં તે ફાવ્યો નહિ, ત્યારે તેમને ફોસલાવી જુગાર રમાડ્યા. તેમાં તેમની

પાસે જે કંઈ હતું, તે બધું દગો કરી લઈ લીધું. પછી તેણે તેમની વહાલી સ્ત્રી દ્રૌપદી પર ઘણો જુલમ કર્યો, તેથી તેમને તેર વરસ વનમાં રહેવાની ફરજ પાડી.

પાંડવો વનમાં ગયા. ત્યાં ઝુંપડીમાં રહી પોતાના દિવસો ઈશ્વરભક્તિમાં ગાળવા લાગ્યા. દુર્યોધનને આ વાત રૂચતી આવી નહિ, તેથી તેણે પાંડવોને વનમાં પણ દુઃખ દેવાનું નક્કી કર્યું. ખરે, નીચ માણસ નીચપણું કરવામાં કંઈ બાકી રાખતો નથી. દુઃખીને પણ દુઃખ દેવામાં પોતે આનંદ માને છે.



દુર્યોધન તથા તેના બીજા નવાણુ ભાઈઓ કૌરવો

કહેવાતા. કૌરવો જાત્રા કરવાને બહાને તે વનમાં ગયા. રસ્તામાં તેમને ચિત્રગુપ્ત નામના એક ગંધર્વ સાથે લડાઈ થઈ. તેમાં તેઓ હાર્યા, અને ચિત્રગુપ્ત તેમને બાંધીને લઈ ચાલ્યો.

આ વાતની પાંડવોને ખબર પડી. ભીમ, અર્જુન વગેરે સૌ ખુશી થયા, પણ યુધિષ્ઠિરના દયાળુ અંતઃકરણમાં ક્ષમા ઉભરાઈ આવી. આટલું બધું સહન કરતાં છતાં પણ તેના મનમાં કૌરવો માટે સારી લાગણી હતી. તેણે પોતાના ભાઈઓને ગંધર્વ સાથે લડાઈ કરી કૌરવોને છોડાવવા કહ્યું. ત્યારે ભીમે કહ્યું, કે મોટાભાઈ, અપકાર ઉપર ઉપકાર કરવાનું તો અમે તમારેજ મોઢે સાંભળીએ છીએ. તે લુચ્ચા અને અદેખા કૌરવોએ આપણને દુઃખ દેવામાં કંઈ બાકી રાખ્યું નથી. આજે તેઓ પોતાને મોતે મરે છે, ત્યારે તેમને મદદ કરવી એ અમને તો બહુ ખોટું લાગે છે. પછી આપ જેમ કહો તેમ કરીએ.

યુધિષ્ઠિરે ગળગળા થઈ કહ્યું, ભાઈઓ, તમે વાર લગાડો નહિ. તેઓ બિચારા દુઃખી થતા હશે. એ ઉપરથી તે ગયા, અને ચિત્રગુપ્તને હરાવી કૌરવોને છોડાવી યુધિષ્ઠિર પાસે લાવ્યા.

કૌરવો યુધિષ્ઠિરના કુટુંબ પર મોટી આફતો નાખતા. આથી તેના નાના ભાઈઓ તો ગુસ્સે થતા, અને તેને કૌરવોના પર વેર લેવા બહુ સમજાવતા, પણ યુધિષ્ઠિરનું મન જરાએ ડગતું નહિ. ધન્ય છે યુધિષ્ઠિરની ક્ષમાને !

ગળગળા—છાતી ભરાઈ આવેથી નરમ થએલા.
ગંધર્વ—ગવૈયાની એક જાત.
રૂચતી—ગમતી.
ક્રોપ—ગુસ્સો.
વર્તણુક—ચાલચલગત.

# पाठ १३. डाह्यो न्यायाधीश.



એક રાજા હતો. તે રોજ ઈશ્વરની ભક્તિ કરતો, ને તેની પાસે એવું માગતો, કે હે પ્રભુ ! તું મને એવું ડહાપણ આપ, કે તે વડે હું ખરૂંખોટું પારખી શકું. વળી અદ્દલ ન્યાય આપી પ્રજાની પ્રીતિ મેળવી શકું. ઈશ્વરકૃપાથી કેટલેક દહાડે તેનામાં એ ગુણ આવ્યો. ત્યારપછી તે રાજકાજ સારી રીતે ચલાવવા લાગ્યો, અને જુદે જુદે વખતે ન્યાય આપવામાં પોતાની હોશિઆરી બતાવતો.

એક વખત તે રાજા કચેરી ભરી પોતાની પ્રજા કેવી રીતે વધારે સુખી થાય, તે વિષે કારભારીઓ સાથે ચર્ચા કરતો હતો. એવામાં બે બાયડીઓ એક છોકરાને લઈ રાજા પાસે ઈનસાફ કરાવવા આવી. એક કહે કે તે મારો છે, ને બીજી કહે મારો.

છે. એ વાતનો કોઈ સાક્ષી ન હતો, એટલે તે છોકરો કોનો છે; તે નક્કી કરવું અઘરૂં હતું.

આ કામમાં ચતુર રાજાએ પોતાની બુદ્ધિનો ખરેખરો ઉપયોગ કરી બતાવ્યો. તેણે એવો અદ્દલ ન્યાય કર્યો, કે તે જોઈ બધા અચરજ પામ્યા, ને રાજાની ઈનસાફ કરવાની શક્તિનાં વખાણ કરવા લાગ્યા. તેણે કહ્યું, આ છોકરાના તરવાર વતી બે સરખા કકડા કરો, અને એકેક જણીને એકેકો આપો.

આ હુકમ સાંભળીને એક બાઈ તો છાનીમાની ઉભી રહી; પણ બીજીએ તો બૂમેબૂમ પાડીને કહ્યું, કે મહારાજ, મારા છોકરાના કકડા કરાવશો મા. મારે તમારો આવો ન્યાય નથી જોઈતો. ભલે મને મારો છોકરો ન મળે, પણ તે જીવતો રહેશે તો મારોજ છે. હું એના પરથી મારો હક ઉઠાવું છું.

આથી ડાહ્યા રાજાએ વિચાર્યું, કે છોકરાની આ ખરેખરી મા છે. પેલી બીજી તો ગળેપડુજ છે, કેમકે તેના મનમાં કંઈ લાગતું હોય એવું જણાતું નથી. પછી રાજાએ તે છોકરો તેની ખરી માને સોંપી દીધો, અને પેલી ગળેપડુ બાયડીને સજા કરી ગામમાંથી કાઢી મૂકી. જોયું, જે કોઈ બીજાને ગળે પડે, તેના આવા બુરા હાલ થાય!

---

ગળેપડુ—ખોટો હક કરનાર. | સજા—શિક્ષા.

# पाठ १४. गरीब छोकरो ने धनवान गृहस्थ.



એક ગરીબ છોકરો કંઈ કામ સારૂ બીજે ગામ જતો હતો. રસ્તો લાંબો હોવાથી તે ચાલતાં ચાલતાં થાકી ગયો. વળી તેને ભૂખ પણ કકડીને લાગી. પણ શું કરે ? તે બિચારા પાસે એક પાઈ પણ હતી નહિ. નિસાસો નાખતો નાખતો તે ચાલ્યો જતો હતો, એટલામાં તેણે એક ગૃહસ્થને પોતાની પાસેથી

જતાં જોયો. તે ગૃહસ્થ સુંદર ગાડીમાં બેઠો હતો, ને તેની ગાડી સાથે કેટલાક નોકરો ચાલતા હતા. છોકરાના મનમાં આવ્યું, કે આહાહા! મારે પણ આવી ગાડી હોય તો કેવી મજા પડે! પણ અરે, મારા જેવા અભાગીઆના નસીબમાં એવું સુખ ક્યાંથી હોય! આવા વિચારથી તેનું મોં કરમાઈ ગયું. એ પેલા ચતુર ગૃહસ્થે જોયું. જોતાંજ છોકરાના મનનો વિચાર તે જાણી ગયો, ને ગાડી ઉભી રખાવી બોલ્યો, અલ્યા ભાઈ, આમ આવ. તારી હાલત મને આપી મારી હાલત તું લઈશ? છોકરો રાજી થઈ બોલ્યો, હા સાહેબ.

આ ઉપરથી ગૃહસ્થે પોતાને ગાડીમાંથી ઉપાડી નીચે મૂકવા ચાકરોને ફરમાવ્યું. તેઓએ તેમ કર્યું. હવે છોકરાને તરત જણાયું કે તે ગૃહસ્થ તો લંગડો છે. તે ચાકરોના ટેકા વિના ઉભો પણ રહી શકતો નથી. આથી ગભરાઈ મોટેથી બૂમ પાડી તે છોકરો બોલ્યો, ના સાહેબ, ના. મારે તમારૂં સુખ જોઈતું નથી. હજારો ગાડી ને ઘોડા કરતાં મારા આ બે પગજ વધારે સુખ આપનારા છે. લંગડા બની પારકાનો ટેકો લઈ ચાલવું ને મેવા મિઠાઈ ખાવાં એ શા કામનું? એના કરતાં સુખી શરીરે સુકો રોટલો ખાવો તે વધારે સારૂં છે. મારે મારી હાલત તમને આપવી નથી ને તમારી લેવી નથી.

આ સાંભળી ગૃહસ્થ બોલ્યો, ભાઈ, મારા જેવી હાલત તારી કે કોઈની ન થાઓ. સારૂં શરીર એ ખરૂં સુખ છે. બીજું બધું એની હેઠે છે. તારે દયાળુ પરમેશ્વરનો પાડ માનવો જોઈએ, કે તેણે તને એ સુખ આપ્યું. વળી એ સુખ કાયમ રહે, તેને માટે તારે હંમેશાં મહેનત કરવી, અને દરેક

કામ ધ્યાન દઈ કરવું. તું તારૂં કામ ધ્યાન દઈ કરીશ તો તે સારૂં થશે, ને તેથી તને જ્યાં ત્યાંથી બીજું કામ મળશે. તે છતાં તને કદાપિ કામ ન મળે, તો મારી પાસે આવજે. હું તને કામ શોધી આપીશ; તેથી તને જોઈતા પૈસા મળશે, ને તારી તંગી મટી તારા સુખમાં વધારો થશે. એમ કહી છોકરાના હાથમાં તે ગૃહસ્થે દશ રૂપીઆ આપ્યા ને કહ્યું, કે આનાં કપડાં કરાવજે. પછી પોતાના ઘરને રસ્તે ગાડી હંકાવી તે ચાલતો થયો.

અભાગીઓ—અકરમી; કમનસીબ.
કકડીને—સખત.
કરમાઈ ગયું—ફીકું પડી ગયું.
નિસાસો—દુઃખ કે દીલગીરીને લીધે શ્વાસ નાખવો તે.

## पाठ १५. शिआळ ने बगलो.



વિહંગપુર કરીને એક મોટું શહેર હતું. તેમાં કાગડા, કુતરા, શિઆળ, બગલા, કુકડાં વગેરેની વસ્તી હતી. તે દરેક જાત જુદા જુદા મહોલ્લામાં રહેતી, ને જુદો જુદો ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવતી.

શિઆળના મહોલ્લામાં એક શિઆળ રહેતું હતું. તેને જેની તેની મશ્કરી કરવાની ટેવ હતી. એક દહાડો તેને બગલાની મશ્કરી કરવાનું મન થયું. તે એક બગલાને ઓળખતું હતું. તેને ઘેર જઈને તેણે જમવાનું નોતરૂં દીધું. ઠરાવેલે વખતે તે બગલો આવ્યો. તેને લાકડાના રંગીત પાટલા પર બેસાડી તેની પાસે પાણીનો લોટો તથા પિત્તળનો એક સુશોભિત છાછરો થાળ મૂક્યો. પછી તેમાં તેણે ખીર પીરસી. સામે પાટલો નાખી પોતે જમવા બેઠું. બગલે ખીર ખાવાને ઘણાં ફાંફાં માર્યાં, પણ ચાંચ લાંબી, તેથી તેનું કંઈ ચાલ્યું નહિ. શિઆળ તો ખીર ચપચપ ખાવા મંડી ગયું. થોડા વખત પછી શિઆળ બોલ્યું, બગલા ભાઈ, રસોઈ કેવી થઈ છે? તમને ખાવાની તો મજા પડતી હશે, નહિ વારૂ?



બગલો મનમાં સમજી ગયો, કે શિઆળ મારી મશ્કરી કરે છે; તેથી પોતે તે જાણ્યું અજાણ્યું કરીને બોલ્યો, શિઆળ

ભાઈ, તમારી રસોઈમાં તે કંઈ ખામી હોય ? જુઓને, તમારો ભાવ કેવો છે ? જેવો તમારો ભાવ તેવી તમારી રસોઈ હોયજ.

બગલે વિચાર કર્યો, કે હવે મારે શિઆળને બતાવવું, કે વિહંગપુરના બગલા ભોળા નથી. પછી ઘેર જતી વખત તેણે શિઆળને પાછું નોતરૂં દીધું, કે કાલે મારે ત્યાં જમવા આવજો, અને તેની સાથે એટલો બધો આગ્રહ કર્યો, કે શિઆળને તે માન્યા વગર ચાલ્યું નહિ.

બીજે દિવસે શિઆળ બગલાને ઘેર જમવા ગયું. ત્યાં બગલાએ તેની સારી ખાતર કરી. પછી બંને જમવા બેઠાં. શિઆળે એક શિરોઈમાં કેરીનો રસ પીરસેલો દીઠો. તે તરત સમજી ગયું, કે બગલો કાલનું સાટું વાળવા માગે છે. પછી તે મોં મલકાવી બોલ્યું, કે આજ તમે સ્વાદે જમો છો, તેથી હું બહુ રાજી થયું.

**બગલો**—હા, ખરી વાત છે. તમને પણ જમવામાં ઠીક મજા પડતી હશે ?

**શિઆળ**—તમને કાલે જેવી મજા પડી હતી તેવી મને આજે પડે છે.

શિઆળ મનમાં શરમાયું તો ખરૂં, પણ તે બતાવ્યા-સિવાય બગલાની રજા લઈ ઘેર ગયું. ત્યાર પછી તેણે કોઈની મશ્કરી કરવાની ટેવ મૂકી દીધી.

સારાં માણસો શિઆળ ને બગલા જેવું કરતાં નથી.

ખાતર—બરદાસ. સાટું—બદલો.
છાછરો—જરાક ઉંડો ને પહોળો.

# पाठ. १६. सत्य.

**તોટક છંદ.**

સતનું ચિત ચિંતન રે કરવું,
સત વાચક નિશ્ચય ઉચરવું;
નહિ કામ અસત્ય કદી કરવું,
જશથી ઝળકીત જગે ફરવું. ૧.

સત બીજથી વૃક્ષ વિશાળ થશે,
ગુણકારી મીઠાં ફળ ઉતરશે;
જન આશ્રય છાંય તળે કરશે,
પરિતાપ જતાં સુખ સૌ મળશે. ૨.

સતમાં જગનાં સહુ કાજ વસે,
અસતે જન આફતમાં પડશે;
સત સુરજ તેજ ઘણું પ્રગટે,
છળ દુષ્ટ મતિ ભય પામી હટે. ૩.

કંઈ જોગથી સત્ય છુપાઈ જશે,
પણ છેવટ સત્ય ઉજાસ થશે;
કદી સુરજ વાદળથી છુપશે,
છુટી નિશ્ચય તે ફરીથી દીપશે. ૪.

સતને નથી આંચ, ન નાશ કદી,
જગ જીતવું સત્ય સદૈવ વદી;
સત નિશ્ચય ક્લેશ અનેક હરે,
બળ સત્ય સમું નથી અન્ય ખરે. ૫.

સતમાં સુખ સાચું સદાય વસે,
સતથી અતિ વિશ્વપતિ રીઝશે;
નથી સત્ય વિના કંઈ ધર્મ બીજો,
જીતી સત્યથી સ્વર્ગ સદાય રીઝો. ૬.

મ૦ બ૦ હોરા.

| | |
|---|---|
| ચિંતન કરવું—ધ્યાન ધરવું. | વાચક—શબ્દ; વચન. |
| જોગ—બનાવ. | વૃક્ષ—ઝાડ. |
| દુષ્ટમતિ—નઠારી બુદ્ધિ. | સમુ—સરખું. |
| પરિતાપ—દુ:ખ. | હટે—નાશ પામે. |

## પાઠ ૧૭. मुसाफर लोको ने तेमनां घर.

ઉનાળામાં એક દિવસ મગનલાલ પોતાના ઘરની વાડીમાં હંમેશના રિવાજ પ્રમાણે વર્તમાનપત્ર વાંચતા હતા. તેવામાં તેમણે મનુ ને લક્ષ્મી નામનાં પોતાનાં બે બાળકને એક ઝાડની છાયા તળે પડેલા બાંકડા પર બેઠેલાં જોયાં. તેઓ બંને એક ચિત્ર-વાળું પુસ્તક જોતાં હતાં. મગનલાલે ત્યાં જઈ પૂછયું કે છોકરાં, તમે શું કરો છો ?

મનુએ ઉત્તર આપ્યો, બાપા, હું તથા લક્ષ્મીબેન આ ચિત્રો જોઈએ છીએ. એમાં જુદી જુદી જાતનાં ઘરનાં ચિત્રો આપેલાં છે. તે જોવામાં અમને બહુ મજા પડે છે. આજે મને મારા શિક્ષકે મુસાફર લોકો ને તેમનાં ઘરનો પાઠ વંચાવ્યો હતો, અને તે સંબંધી કેટલીક હકીકત કહી હતી. તે સઘળી આ ચિત્રો જોવાથી બરાબર સમજાય છે. બાપા, તમે આ ચિત્રો જુઓ તો ખરા.

મગનલાલ ત્યાં બેઠા, અને તે પુસ્તક પોતાના હાથમાં લઈ ચિત્રો જોવા લાગ્યા. એક ચિત્ર લક્ષ્મીને બતાવી તેમણે કહ્યું, જો બેન, આ એક જાતનાં ઘર છે. એને તંબુ કહે છે. તે જાડા લુગડાના બને છે. આપણા દેશના મોટા અમલદારો સવારીમાં ફરે છે, ત્યારે એવા તંબુઓ વાપરે છે. સપાટ ભોંય પર ઝાડ નીચે તંબુઓ ઉભા કરી તેમાં તેઓ રહે છે.

જુઓ, આ બીજું ચિત્ર છે. લક્ષ્મી તે ચિત્ર જોઈ બોલી, એમાં તો કેટલાંક ઝુંપડાં ને કેટલાંક પત્થરનાં પાકાં ઘર જણાય છે. બાપા, એ બધાં કઈ જાતના લોકોનાં હશે વારૂ ?



**મગનલાલ**—આપણા દેશમાં ભરવાડ લોકો પોતાનાં ઢોર સાથે ડુંગરામાં રખડે છે, તેમનાં એ ઘર છે. જે. જગાએ

બારે માસ ચારો તથા પાણી હોય છે, યાં તે પત્થરનાં પાકાં ઘર બાંધે છે. કેટલાક ગરીબ હોય છે, તે ઝુંપડાં બાંધે છે. આવી જગાને નેસ કહે છે. આ જાત ઢોરનું દૂધ તથા ઘી વેચી પોતાનું ગુજરાન ચલાવે છે. એ લોકો બહુ ભલા ને મીલનસાર છે, ને પરોણાચાકરી બહુ સારી કરે છે. લક્ષ્મી, તને સાંભરે છે કે ગઈ સાલ આપણે ત્યાં એક બ્રાહ્મણ આવ્યો હતો, તે ભરવાડ લોકની પરોણાચાકરીનાં કેટલાં વખાણ કરતો હતો?

**લક્ષ્મી**—હા, બાપા. તે મને બરાબર સાંભરે છે. તે એમ પણ કહેતો હતો, કે શહેરમાં કોઈ પરોણો આવે, તો તે ત્યાંના લોકને ભારી થઈ પડે છે. પણ એ લોકો તો તેને પરમેશ્વરની પેઠે પૂજે છે.

મગનલાલે ત્યારપછી એક બીજું ચિત્ર બતાવી કહ્યું; કે આપણા દેશમાં ચામડીઆ અને ઘંટીઓ વેચનારની ભટકતી જાત છે, તે આવાં માંડવા જેવાં ઘર બાંધે છે. જુઓ, પેલું ગાડું પડેલું છે. તેમાં તેઓ પોતાનો ઘરનો સામાન રાખે છે. દહાડે તેઓ માટીની બનાવેલી ઘંટી, ઘોડા તથા ગાડીઓ વગેરે લઈ પાસેના ગામમાં જાય છે, ને ત્યાં તે ઘંટી ઘોડા લો, ઘંટી ઘોડા, એ પ્રમાણે બૂમો પાડે છે. રાતે પાછા આવી એમાં સૂઈ રહે છે. મનુ, તેં ગઈ કાલેજ તારી મા પાસે આવાં રમકડાં વેચાતાં લેવરાવ્યાં હતાં, તે કયાં છે વારૂ?

**મનુ**—બાપા, તે તો ભાંગી ગયાં.

**મગનલાલ**—એક દિવસમાં તેં ભાંગી નાખ્યાં, તે ખોટું કર્યું. માટીનાં રમકડાંમાં પૈસા ખરચવા કરતાં પુસ્તક ખરી-

દવામાં કે કોઈ ગરીબ વિદ્યાર્થીને મદદ કરવામાં ખરચવા તે વધારે સારૂં.

આ પ્રમાણે વાતચીત થતી હતી, તેવામાં ચાકરે આવી કહ્યું, કે નાહવાનો વખત થયો છે, તેથી બધાં ઊઠીને ઘરમાં ગયાં.

મીલનસાર—મળતાવડા. | સપાટ—ઉંચી નીંચી નહિ તે.
વર્તમાનપત્ર—છાપું. |

## પાઠ ૧૮. શરીર સ્વચ્છ રાખવા વિષે.

એક વખતે એક શહેરમાં મોટો તમાશો થવાનો હતો. ત્યાં કેટલાક લોકો પોતાનાં શરીરને શણગારી રમવા જવાના હતા. તે તમાશામાં ખેલવા જવાને એક બાઈએ પોતાના છોકરાને એક દહાડો આગળથી તયાર કરવા માંડ્યો. સઘળા ખેલાડીઓ કરતાં પોતાનો છોકરો વધારે સ્વરૂપવાન ગણાય, એટલા માટે તેણે તેને આખે ડીલે ગુંદર ચોપડી સોનાના વરખ ચોંટાડ્યા. પછી રાત પડી એટલે તેને વાળુ કરાવીને સુવાડી દીધો. તે કેવો રૂપાળો દેખાય છે, તે જોવાનું માને મન થયું. તેથી બીજે દહાડે સવારે તે તેની પથારી આગળ ગઈ, ને જુએ છે તો તેને બેભાન દીઠો.

તે બાઈએ રડારોળ કરવા માંડી. તે સાંભળી તેની પાડોશણ ત્યાં આવી. તેણે છોકરાના શરીર પર બધે વરખ જોઈ કહ્યું, બેન, આ છોકરો બેભાન થઈ જાય એમાં શી નવાઈ! ચામડી એ એક ઈંદ્રિય છે. તે વડે ટાઢું, ઉનું, લીસું, કરકરૂં, પોચું, કઠણ વગેરે જણાય છે. તે શરીરનો શણગાર ને ઢાંકણ છે. ચામડી ન હોય તો શરીરમાંના માંસના લોચા વગેરે ઉઘાડા

થાય, ને એવાં ખરાબ દેખાય, કે તે જોઈને કંટાળો આવ્યા વિના રહેજ નહિ. તમારા છોકરાનું શરીર રૂપાળું હતું, છતાં તેને વરખ લગાડી વધારે રૂપાળું કરવાનું તમને કોણે બતાવ્યું? તમે જાણતાં હશો, કે આપણા શરીરની ચામડીમાં લાખો ઝીણાં ઝીણાં કાણાં કે છિદ્રો છે. એ છિદ્રોમાં થઈને શરીરમાંનો મેલ પરસેવા સાથે નીકળી બહાર આવે છે. મેલવાળો પરસેવો ઝેરી હોય છે. તે બહાર જવા ન પામે, તો ઝેર શરીરમાં પસરે અને તેથી અંતે મોત થાય. આ છોકરો બેભાન થવાનું પણ એજ કારણ છે. તમે વગર સમજે તેના ડીલ પર વરખ ચોંટાડ્યા, તેથી તેની ચામડીનાં છિદ્રો પુરાઈ ગયાં, અને મેલવાળો ઝેરી પરસેવો જરાએ બહાર નીકળી શક્યો નહિ. એ કારણથી તમારો છોકરો બેભાન થયો છે.

બેન, હવે પછી યાદ રાખજો કે ચામડીનાં છિદ્ર બંધ થવાથી શરીરને નુકસાન પહોંચે છે. ઘણી વાર હવામાંની રજકણો શરીરને વળગે છે, અને પરસેવાની ભિનાશ સાથે મળે છે, એથી રજકણો ચીકણી થઈને ચામડીને ચોંટી રહે છે, અને છિદ્રોને પૂરી નાખે છે. શરીરનાં છિદ્રો ખુલ્લાં રહે, અને તે પર મેલ ચોંટ્યો હોય તે સાફ થાય, એટલા માટેજ સઘળા સમજુ લોકો રોજ નહાય છે. દહાડામાં ઓછામાં ઓછું એક વાર તો દરેક માણસે નાહવું જોઈએ. શરીર પર બે લોટા પાણી રેડ્યું, એટલે નાહ્યા એવી સમજ ઘણાંને હોય છે. એમ કરવાથી નાહવાની મુખ્ય મતલબ પાર પડતી નથી. ઘણું પાણી લઈને અને ખૂબ ચોળીને નાહવાથી ચામડી પરનો મેલ નીકળી જાય છે, અને છિદ્રો ખુલ્લાં થાય છે. કોઈ કોઈ વાર સાબુ કે

તેવી મેલ કાપનારી હરકોઈ વસ્તુ શરીર પર ચોળીને નાહવાથી ઘણો ફાયદો થાય છે. નાહ્યા પછી કરકરા કપડા વડે આખું શરીર ખૂબ ઘસીને લૂછી નાખવું જોઈએ.

બેન, હવે જે થયું તે થયું. એને ઝટ ધોઈ નાખો અને કંઈ દવા કરો. ચાલો, હું વૈદ્યને બોલાવી લાવું. એ પ્રમાણે કહી તે પાડોશણ ઝટ ચાલી ગઈ.

---

કરકરા—ખરબચડા.
તમાશો—ખેલ.
સમજુ—વિચાર કે સમજણવાળા.
સ્વચ્છ—ચોકખું.

---

## पाठ १९. बे प्रमाणिक खेडुत.



એક ગામમાં ધનો ને કાનો, નામે બે કણબી રહેતાં હતા. ધનો ઉદ્યોગી હતો. કાનો પ્રમાણિક પણ સહેજ આળસુ હતો. તેને ભાઈભાંડુ ઘણાં હતાં, એટલે તેને ઉપજ કરતાં

ખરચ વધારે થતો. તેણે પોતાનાં તથા પોતાની બાયડીનાં ઘરેણાં વેચી કેટલાંક વરસ ઘરખરચ ચલાવ્યો. પણ એટલામાં એક મોટો દુકાળ પડ્યો, એટલે તેની પાસે જે કંઈ હતું, તે બધું વેચવું પડ્યું. છેવટે તેને પોતાનું ખેતર પણ વેચી નાખવાની જરૂર પડી.

ધનો મહેનત લઈ ખેડ કરતો, તેથી સારાં વરસમાં તેને સારો પાક થતો. તેનું કુટુંબ મોટું હતું, તોપણ તે અને તેની સ્ત્રી કરકસરના ફાયદા બરાબર સમજતાં હતાં, તેથી તે ખરચ કાઢતાં કંઈક ધન બચાવી શકયો. તે ધન આપી તેણે કાના પાસેથી તેનું ખેતર વેચાતું લીધું.

એક દિવસ ધનો તે ખેતરમાં હળ ખેડતો હતો, તેવામાં તેણે એક દાટેલો ચરૂ દીઠો. તેણે તે ખોદી બહાર કાઢ્યો, તો તેમાં સોનામહોરો ભરેલી દીઠી. તે વખતે તેની પાસે કોઈ ન હતું, એટલે આ બધો માલ જો તેણે રાખી લીધો હોત, તો તે એકદમ ધનવાન થઈ જાત. પણ તે કંઈ કાના કરતાં પ્રમાણિકપણામાં ઉતરે એવો ન હતો. તે પેલો ચરૂ લઈ કાના પાસે ગયો અને કહ્યું, કે આ ચરૂ તારા ખેતરમાંથી નીકળ્યો, માટે તે તારો કહેવાય. લે, આ તું રાખ.

**કાનો**—ધનાભાઈ, તે માલ મારો નથી. મેં તો આખું ખેતર તને અઘાટ વેચ્યું, એટલે તેમાંથી જે કંઈ નીકળે તે મારૂં નહિ પણ તારૂંજ કહેવાય.

આ પ્રમાણે તે ધન એક બીજાને આપવા માટે તેમણે ઘણો આગ્રહ કર્યો, પણ બેમાંથી કોઈએ તે લેવા હા કહી નહિ. છેવટે આ બાબતનો ફેંસલો આપવાનું કામ તે ગામના

રાજા પાસે આવ્યું. રાજા ડાહ્યો અને વિદ્વાન હતો. તેણે ઘણા ચુકાદા આપ્યા હતા, પણ આવી બાબતનો નિર્ણય કરવાનું કામ તેની પાસે કદી આવ્યું ન હતું. આથી ન ગભરાતાં તેણે કહ્યું, કે ભલા ખેડુતો, આ ધન કોનું કહેવાય, તે તો હું પણ કહી શકતો નથી, પણ તમારે બંનેને શું છોકરાં છે વારૂ?

**ધનો**—મારે એક દીકરો છે, ને કાનાને એક દીકરી છે.

**રાજા**—આ વાત ઠીક બંધ બેસતી આવી. હવે હું એવો ફેંસલો આપું છું, કે તમારે તે છોકરાં છોકરીનાં લગ્ન કરવાં, અને આ ધન તેમને આપવું.

આ વાત તે બંને ખેડુતને પસંદ પડી. તેમણે લગ્ન કરી તે ધન તેમને આપ્યું. બીજે વરસે ઈશ્વરકૃપાથી ઘણો વરસાદ થયો, અને તે ખેતરમાં સારો પાક થયો. ખરેખર, પ્રમાણિકપણાનો બદલો ઈશ્વર આપ્યા વિના રહેતો નથી.

---

| | |
|---|---|
| અઘાટ—ઘણીપણાના હક સાથે. | નિર્ણય—ફેંસલો; ચુકાદો. |
| કરકસર—ખપ જેટલું વાપરવું તે. | |

---

## પાઠ ૨૦. इनामनो अर्धो भाग.

દિલ્હી શહેરમાં અકબર નામે એક પ્રખ્યાત પાદશાહ થઈ ગયો. તે ઘણો પરાક્રમી, ડાહ્યો અને વિદ્યાનો શોખીન હતો. તે વિદ્વાનોને સારો આસરો આપતો, તેથી તેના દરબારમાં ઘણા પંડિતો આવી રહ્યા હતા.

એક દિવસ પાદશાહ પોતાના ઉમરાવો ને પંડિતોની સભા ભરી બેઠો હતો, ને જુદા જુદા વિદ્યાના વિષયો ઉપર

વાતચીત કરતો હતો. એટલામાં ત્યાં એક જુવાન કવિ આવ્યો, તેણે પોતાની કવિતાથી આખી સભાનાં મન રાજી કર્યાં. સભામાં બેઠેલા બીજા કવિનાં મોં ઉતરી ગયાં, અને બધાને એમ લાગ્યું, કે પાદશાહ આ નવા કવિને પોતાના દરબારમાંજ રાખશે.

પાદશાહને કવિતાનું સારૂં જ્ઞાન હતું, તેથી સારી નઠારી કવિતા તે બરાબર સમજી શકતો હતો. આ કારણથી જ્યારે તેણે પેલા જુવાન કવિની કવિતા સાંભળી, ત્યારે તેની ખુશીનો પાર રહ્યો નહિ. તેણે પોતાના ખજાનચીને બોલાવી કવિને એક લાખ સોનામહોરો આપવા હુકમ કર્યો.

આ કવિનું નામ બીરબલ હતું. તે બોલ્યો, નામદાર, મારે આપની સોનામહોરો જોઈતી નથી. જો આપ મારા પર ખરેખરા ખુશી થયા હો, તો હું જે માગું તે મને આપો. પાદશાહે કહ્યું, ભલે, તમારી મરજી પડે તે માગો. બીરબલ બોલ્યો, નામદાર, મને સો ફટકા મારવાનો આપ હુકમ કરો.

આ સાંભળી સઘળા બહુ અચરજ પામ્યા. પહેલાં તો પાદશાહે તેમ કરવા ના પાડી. પણ આ કવિએ ઘણી હઠ લીધી ને આજીજી કીધી. તે ઉપરથી તેને હળવે હળવે ફટકા મરાવી તેનું માગેલું આપી પોતાનું વચન પાળવા પાદશાહે નિશ્ચય કર્યો.

કચેરી આગળ ઉભો રાખી બીરબલને ધીરે ધીરે ફટકા મારવાનું કામ શરૂ થયું. પચાસ ફટકા થયા કે તરતજ બીરબલ બૂમ પાડી બોલી ઊઠ્યો, બસ, હમણા જરા ઉભા રહો. મારા ઇનામનો એક ભાગીદાર છે. તેને મારે બરાબર અર્ધો ભાગ આપવો જોઈશે.

**પાદશાહ**—તે તમારો ભાગીદાર ક્યાં છે?

બીરબલ—નામદાર, તે કંઈ દૂર નથી.

પાદશાહ—તે કોણ?

બીરબલ—ખુદાવંદ, આપનો પેલો પહેરાવાળો સિપાઈજ. તેણે મારી પાસે એવી શરત કરાવી છે, કે મને દરબારમાંથી જે મળે તેમાંથી અર્ધું મારે તેને આપવું. ત્યારપછીજ તેણે મને આપ સાહેબની હજુરમાં આવવા દીધો છે: માટે મારા ઇનામનો અર્ધો ભાગ મારે તેને આપવો જોઈએ.

આ સાંભળી પેલા લાંચીઆ પહેરાવાળા પર પાદશાહને ઘણો ગુસ્સો ચઢ્યો. એથી તેણે ઠરાવ પ્રમાણે તેના વાંસામાં જોરથી પચાસ ફટકા મરાવી તેને નોકરીમાંથી કાઢી મૂક્યો. પછી બીરબલને ઘણું દ્રવ્ય આપી પોતાનો માનીતો કરી રાખ્યો.

---

ઉમરાવ—અમીર.

ખજાનચી—તિજોરીનો ઉપરી.

ખુદાવંદ—મોટો માલીક; મોટા દરજ્જાવાળાને માટે બોલાય છે.

પરાક્રમી—શૂરો.

પ્રખ્યાત—જાણીતો થએલો.

શોખીન—કોઈ પણ બાબતમાં આનંદ લેનારો.

હજુરમાં—આગળ; રૂબરૂમાં.

---

## પાઠ ૨૧. આખલો, મચ્છર ને કરોળીઓ.

એક આખલો હતો. તે નાનો હતો, ત્યારથી બહુ તોફાની હતો. તેનો ધણી તેને ખેતરમાં ખેતી કરવા લઈ જાય, ત્યાંથી તે જંગલમાં નાસી જાય. ગામમાં તે જે ઢોર અથવા માણસને દેખે, તેને મારવા દોડે. તેનો ધણી તેનાથી ઘણો કાયર થયો, ને તેને આંકી કાઢી મૂક્યો. આખલો તો સવારથી સાંજ સુધી પોતાની મરજી પ્રમાણે ચરે ને મજા

કરે. એવામાં ચોમાસું બેઠું, ને વરસાદ સારો થયો. તે સાંઢ ચોમાસું ચર્યો ને ફાટ્યો.

તે માતેલા સાંઢના મનમાં એક દિવસ એવો ગર્વ આવ્યો, કે મારા જેવો જબરો કોઈ નથી. એટલામાં એક નાનો મચ્છર ગણગણતો ગણગણતો તેની પાસે આવ્યો. તેને જોઈ તે બોલ્યો, અરે નીચ, અહીંથી દૂર જા. મારા જેવા જબરાને તારા જેવા નબળા પર હાથ ચલાવવો ઘટતો નથી, નહિતો એક પલકમાં હું તને કચરી નાખું.



મચ્છર બોલ્યો, તું મને નબળો ગણે છે, તો હવે જોજે. , એટલું બોલી તે યુક્તિથી તેના નાકમાં પેસી ગયો. તેણે ઘણા ચટકા ભરી પેલા સાંઢને તોબા તોબા પોકરાવી. જ્યારે તેણે ઘણા કાલાવાલા કર્યા, ત્યારે તેના નસકોરામાંથી બહાર નીકળ્યો ને કહ્યું, હવે બોલ, કોણ જબરૂં ? પેલો સાંઢ તો કંઈ બોલ્યા વિના ત્યાંથી ઊઠી ચાલતો થયો.

મચ્છર આથી બહુ. ફુલાઈ ગયો, ને ગર્વથી બોલ્યો, અહો! મારા જેવો જબરો કોણ છે? એક કરોળીઓ પોતાના જાળામાં બેઠો બેઠો આ શબ્દો સાંભળતો હતો. તે બોલ્યો, કે આ મચ્છર અભિમાની દેખાય છે. તે જાણતો નથી, કે શેરને માથે સવાશેર હોયજ. જો લાગ આવે તો હું તેનો ગર્વ ઉતારૂં.

હવે એવું બન્યું કે ઊડતાં ઊડતાં પેલો મચ્છર તે કરોળીઆના જાળામાં સપડાયો. નીકળવાને તેણે ઘણાંએ ફાંફાં માર્યાં, પણ છુટાયું નહિ. છેવટે કરોળીએ આવી તેને પકડ્યો ને કહ્યું, કેમ ભાઈ, હવે કોણ જબરૂં? અરે! તું કેવા હલકા મનનો છે, કે પેલા બિચારા આખલાને હરાવ્યો, તેથી તું ખૂબ ફુલાઈ ગયો. તેં વિચાર ન કર્યો, કે પરમેશ્વર સૌનો ગર્વ ઉતારે છે, માટે આપણે નમ્ર થઈ ચાલવું. આ પ્રમાણે કહી તેણે તેને મારી નાખ્યો.

અહંકારનાં કેવાં માઠાં ફળ થાય છે, તે ઉપરની વાત પરથી બરાબર સમજાય છે. કોઈએ કદી ગર્વ કરવો નહિ, ને ગમે તેવો નાનો હોય, તોપણ તેને હલકો ગણવો નહિ.

| | |
|---|---|
| આંકી—નિશાની કરી. | ફુલાઈ ગયો—મગરૂર થયો. [ લા. |
| નમ્ર—ગરીબ; દીન. | માતેલા—ખાઈ પીને જબરા થએ- |
| પલક—જરાવાર; ક્ષણ. | યુક્તિ—કળા. |

## पाठ २२. साचो बाळक जोर्ज वोशिंगटन.

એક દહાડો માણેકલાલ શેઠ પોતાના મિત્ર વિષ્ણુપ્રસાદને લઈ પુસ્તકાલયમાં ગયા, ને ત્યાં તેને જુદા જુદા મોટા માણસોનાં ચિત્રો બતાવવા લાગ્યા. તેઓ બંને ફરતા ફરતા

એક ચિત્ર પાસે આવ્યા. તે તરફ જોઈને શેઠે કહ્યું, કે આ ચિત્રમાં જે મોટા માણસ ઉભા છે, તેમનું વૃત્તાંત હમણા બહાર પડ્યું છે.



**વિષ્ણુપ્રસાદ**—આ જોર્જ વોશિંગ્ટન તો નહિ? આપણે અભ્યાસ કરતા હતા, ત્યારે આપણા શિક્ષકે તેમના બાળપણની કેટલીક હકીકત કહી હતી, તે તમને યાદ હશે?

**માણેકલાલ**—હા. પણ પેલા પુસ્તકમાં તે વિષે એક બીજી જાણવા જોગ વાત બહાર પડી છે. તે જો ઇચ્છા હોય તો તમને કહું.

**વિષ્ણુપ્રસાદ**—ભલે કહો. એવી વાત સાંભળવાથી મને બહુ આનંદ થશે.

**માણેકલાલ**—વૉશિંગ્ટન જ્યારે છ વરસનો હતો, ત્યારે તેને કોઈએ ઇનામમાં એક નાની કુહાડી આપી. આથી તે બહુ રાજી થયો, અને હાથમાં લઈ બહાર રમવા ગયો. કુહાડીની ધાર કેવી છે, તે જોવાનું તેને મન થયું. તેના ઘરના આંગણામાં એક સુંદર ઝાડ હતું. તે ઝાડ તેના બાપને બહુ વહાલું હતું. વૉશિંગ્ટને તેના ઉપર કુહાડી મારી તેને કાપી નાખ્યું. ઝાડ નીચે પડ્યું ને કરમાઈ ગયું. વૉશિંગ્ટનના આ વાંકની કોઈને ખબર ન હતી.

હંમેશના નિયમ પ્રમાણે તેના બાપે ઝાડ પાસે આવી જોયું, તો તે કપાએલું દીઠું. આથી તેને બહુ ગુસ્સો ચઢ્યો, અને બધા ચાકરોને બોલાવી ધમકાવ્યા. બિચારા ચાકરો શું જવાબ આપે? એવામાં વૉશિંગ્ટન ત્યાં આવી ચઢ્યો, અને તે સઘળાને તે ઝાડ પાસે ઉભેલા જોઈ બોલ્યો, બાપા, તમે બધા અહીં શા માટે ઉભા છો? બાપાએ કહ્યું, મારૂં આ ઝાડ કોઈ પચાસ રૂપીઆ આપે તોપણ હું ન આપું, તે કોઈએ કાપી નાખ્યું. આ કોણે કાપ્યું તેની તને ખબર છે?

વૉશિંગ્ટન પહેલાં જરા ગભરાયો તો ખરો, પણ હીંમત રાખી બોલ્યો, બાપા, હું સાચું બોલીશ. મારી કુહાડીની ધાર કેવી છે, તે જોવાનું મને મન થયું, તેથી મેં પોતે આ ઝાડ કાપી નાખ્યું. હવે કેમ થશે વારૂ?

આ સાંભળી બાપ ઘણો રાજી થયો. તે બોલ્યો, મારા વહાલા બેટા, એ ઝાડના કપાવાથી મને પહેલાં તો દીલગીરી

થઈ હતી. પણ તારા સાચા બોલવાથી મને અત્યારે હજારગણો આનંદ થાય છે. રૂપેરી કળીઓ અને સોનેરી ફૂલોવાળાં લાખો ઝાડ કરતાં તારા સાચા વચનની હું વધારે કીંમત ગણું છું. આ પ્રમાણે બોલી તે વોશિંગ્ટનને ઘરમાં લઈ ગયો.

પોતાના મિત્રે કહેલી ઉપરની વાત સાંભળી વિષ્ણુપ્રસાદ બોલ્યો, ખરેખર પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય છે, તે વાત સાચી છે.

**માણેકલાલ**—તમે જાણો છો, કે તેજ વોશિંગ્ટન પોતાના ઉંચા ગુણોને લીધે એક મોટો અધિકારી થયો, ને ઘણો પંકાયો.

આ પ્રમાણે વાત કરતા કરતા બંને મિત્રો પુસ્તકાલયની બહાર આવ્યા, અને ગાડીમાં બેસી બીજે ઠેકાણે ગયા.

પુસ્તકાલય—જ્યાં વાંચવા લાયક પુસ્તકો રાખેલાં હોય તે.
લક્ષણ—ગુણ.
વૃત્તાંત—હેવાલ; જીંદગીના હેવાલનું પુસ્તક.

## पाठ २३. सुलतान महमुद ने अयाझ.

મહમુદ નામે એક પ્રખ્યાત સુલતાન હતો. તે એક દિવસ પોતાના ઉમરાવો સાથે જંગલમાં શિકાર કરવા ગયો. તેણે પોતાનો ઘોડો એવી ઝડપથી દોડાવ્યો, કે તે બધાથી જુદો પડી ગયો. તેને કકડીને ભૂખ લાગી હતી, અને ઘોડો પણ થાકી ગયો હતો, તેથી તેણે આરામ લેવા વિચાર કર્યો. એટલામાં તેની નજરે એક ઝુંપડી પડી. ઘોડાને એક ઝાડ સાથે બાંધી પોતે ઝુંપડીમાં પેઠો. ત્યાં તેણે એક ફકીરને ઈશ્વરની બંદગી કરતો જોયો. તે ફકીરનું નામ અયાઝ હતું. અયાઝે સુલતાનને પૂછ્યું, તમે કોણ છો, અને ખરે બપોરે અહીં ક્યાંથી?

**સુલતાન**—હું સુલતાન છું, ને શિકાર કરવા નીકળ્યો છું. મને બહુ ભૂખ તથા તરસ લાગી છે, માટે મને તમે ખાવાનું તથા પાણી આપો.

**અયાઝ**—નામદાર, આપે આજે મારી ઝુંપડી પાક કરી, તે માટે હું અલ્લાનો એહસાન માનું છું. તમારા જેવા પાદશાહને લાયક ખોરાક તો મારી પાસે નથી, પણ જે કંઈ છે તે આપની પાસે હાજર કરૂં છું. એમ કહી તેણે એક રોટલો તથા પાણીનું ડોલચું લાવી તેની પાસે મૂક્યાં. સુલતાનને ખૂબ ભૂખ લાગેલી, તેથી તેણે તે ખોરાક ભાવથી ખાધો, ને પાણી પીને શાંત થયો. પછી તેણે અયાઝને વિનંતી કરી કહ્યું, કે તમે મારી સાથે મારા દરબારમાં આવો, તો હું તમને એક જાગીર આપીશ, અને તમને ઉમરાવ બનાવીશ.

**અયાઝ**—હે પાદશાહ! અમારા જેવા ફકીરને જંગલ વધારે સારૂં છે. મોટા માણસની ભાઈબંધી કરવાથી કેટલીક વખત લાભને બદલે નુકસાન થાય છે. કારણકે મોટા માણસને કાન હોય છે, સાન હોતી નથી.

**સુલતાન**—સાંઈબાવા, તમારૂં કહેવું સાચું છે. પણ મારા સંબંધમાં તમારે જરાએ અંદેશો રાખવો નહિ. હું કદી પણ જાતે તપાસ કર્યા વિના કામ કરતો નથી.

સુલતાને બહુ આગ્રહ કર્યો, એટલે અયાઝ તેમી સાથે દરબારમાં જઈ રહ્યો. તે સુલતાનનો માનીતો ઉમરાવ થઈ પડ્યો, અને તેને ઝવેરખાનાનો ઉપરી બનાવવામાં આવ્યો: આથી બીજા ઉમરાવોના મનમાં અદેખાઈ આવી, અને તેઓ તેને દરબારમાંથી કાઢી મુકાવવાના ઇલાજ લેવા લાગ્યા.

તેઓ હંમેશાં સુલતાનના કાન ભંભેરવા લાગ્યા, કે અયાઝ ઝવેરખાનામાંથી ઝવેરાત ચોરી લઈ જાય છે. સુલતાને તેમને કહ્યું, કે જ્યાં સુધી હું જાતે અયાઝને ચોરી કરતાં જોઉં નહિ, ત્યાં સુધી ખરૂં માનું નહિ. આ ઉપરથી એક વખત જેવો અયાઝ ઝવેરખાનામાં ગયો, કે તરત તેઓ સુલતાનને ત્યાં લઈ ગયા, અને અયાઝ શું કરે છે તે સંતાઈ રહી દેખાડવા લાગ્યા.

અયાઝ ઝવેરખાનામાં ગયો. ત્યાં તેણે એક પેટી ઉઘાડીને તેમાંથી જુનાં લુગડાં કાઢ્યાં, અને તે પોતે પહેર્યાં. પછી તે ઈશ્વરની બંદગી કરવા લાગ્યો. આથી આશ્ચર્ય પામી પાદશાહ એકદમ અયાઝ પાસે ગયો અને બોલ્યો. અરે અયાઝ, તમે આવાં ભિખારી જેવાં લુગડાં પહેરી આ શું કરો છો? અયાઝ ધીમેથી બોલ્યો, નામદાર, હું મારાં જુનાં કપડાં પહેરી મારી અસલ સ્થિતિને સંભારૂં છું, અને હાલમાં જે સારી હાલતમાં છું, તેને માટે ઈશ્વરનો આભાર માનું છું.

આથી સુલતાન બહુ ખૂશ થયો, અને તેને હેતથી ભેટ્યો. તે દિવસથી તેણે અયાઝને પોતાનો પ્રધાન બનાવ્યો, અને પેલા ઈર્ષાખોર ને લુચ્ચા ઉમરાવોને દેશનિકાલ કર્યા.

---

ઈર્ષાખોર—અદેખા.
એહસાન—ઉપકાર.
અંદેશો—શક; વહેમ.
જાગીર—સરકાર તરફથી મળેલું ગામ કે જમીન.
દેશનિકાલ—દેશ બહાર કાઢી મૂકવું તે.
બંદગી—પ્રાર્થના.
વિનંતી—અરજ.
સાન—સમજ.
સ્થિતિ—હાલત.

# पाठ २४. पशुओना पंचमां वादविवाद.

રાગ ભૈરવી.

પશુમાં પડી એક તકરાર,
વાદવિવાદ ચલાવા પોતે તુર્ત ભરી દરબાર;
અને ત્યાં બેઠાં નર ને નાર.—ટેક

**ગાય**—કોણ ગુણોની ગણના કરશે ગરીબડી હું ગાય,
વાછરડાં વલવલે બિચારાં ને પય બીજાં ખાય;
જુલમનો તોપણ ક્યાં છે પાર ?—વાદ૦ ૧.

**કુતરો**—વફાદાર હું પ્રાણી ખાઉં ખાઈ ધણીનું ધાન,
હલાલ તેનું નીમક કરૂં છું મનમાં રાખી માન;
રાત દિન સેવા છું કરનાર.—વાદ૦ ૨.

**ગધેડો**—મૂર્ખ માનવી મને હસે પણ કોણ ઉપાડે ભાર,
મણબંધી બોજા લાધે ને ચાલું બીન તકરાર;
કહો જન જાણે ક્યાં ઉપકાર ?—વાદ૦ ૩.

**ઘોડો**—તન તોડીને સેવા આપું ખાઉં કદી નહિ હાર,
માલીકને લઈ રસ્તો કાપું કરી પીઠ પર સ્વાર;
કરે છે કોણ કહો દરકાર ?—વાદ૦ ૪.

**ઊંટ**—મુસાફરીમાં માર્ગ કાપવા કરૂં સફર હું દૂર,
મુજ જળ કાજે જીવ લીએ છે કોઈ મુસાફર ક્રૂર;
કરૂં છું મરતાં પરોપકાર.—વાદ૦ ૫.

**હાથી**—રાજાની અંબાડી કેરો મુજ પર છે આધાર,
મુજ પગલાંથી શોભે સ્વારી દીપે વળી દરબાર;
શ્રેષ્ઠ છું પશુમાં હું સરદાર.—વાદ૦ ૬.

બકરો—ન્યાય મળે નિર્દોષીને ક્યાં તલ નહિ આપું ત્રાસ,
તોય તપે છે ખાવા કાજે માણસ મારૂં માંસ;
બનું છું કસાઈ કરથી ઠાર.—વાદ૦ ૭.

બળદ—મુજ બળથી હળ ખેડુત ખેડે મુજ પર કૂલ આધાર,
હુંજ ઉપાડું બોજ રોજનો વાહન કે વ્યાપાર;
ઘડીનો હોય ન તોય કરાર.—વાદ૦ ૮.

**દોહરો.**

ખર બકરો ને બળદીઓ, ગજ ઘોડો ને ગાય;
પ્રાણી બિચારાં પારકી, આશા પર અથડાય.
ખોટાં કામે ખલકમાં, દંડે જો દરબાર;
પશુ પંખીને પીડતાં, કોપે નહિ કીરતાર?

**દાદી એદલજી.**

---

અંબાડી—હાથી પર માંડવાની એક બેઠક.
કરાર—આરામ.
કીરતાર—પરમેશ્વર.
ખલક—દુનીઆ.
ગણના—ગણતરી; બૂજ.
નિર્દોષ—વાંક વિનાનો; નિરપરાધી.
નીમક—મીઠું; લૂણ.
વાદવિવાદ—તકરાર.
હલાલ કરવું—બદલો વાળી આપવો.

## પાઠ ૨૫. ગુનાની કબુલાત.

લલ્લુ ને લખી એ બે ભાઈબેન ઓરડામાં રમતાં હતાં. રમતાં રમતાં લલ્લુએ લખીને ધક્કો માર્યો. આથી લખીનો પગ ભોંય ઉપર પડેલા એક આરસા પર પડ્યો, તેથી તે ફૂટી ગયો. હવે લખી ગભરાઈને બોલી, ભાઈ, તેં ધક્કો મારી આરસો ફોડાવ્યો, માટે બાપા પૂછશે તો હું તારૂં નામ લઈશ.

**લલ્લુ**—લખી, મેં કંઈ આરસો ફોડ્યો નથી. આરસો તેં ફોડ્યો છે.

**લખી**—હા, ભલે. મારા પગ વડે તે આરસો ફૂટ્યો, પણ મેં કંઈ જાણી જોઈને તે ફોડ્યો નથી. એ તો તેં ધક્કો માર્યો તેથી ફૂટ્યો.

**લલ્લુ**—પણ હું બાપાને કહીશ, કે મેં ધક્કો માર્યોજ નથી.

**લખી**—ત્યારે શું મેં જાણી જોઈને ફોડ્યો છે? ભાઈ, તું આવું ખોટું બોલ મા.



**લલ્લુ**—લખી, ચાલોને આપણે હમણાજ બહાર રમવા જતાં રહીએ. બાપા પૂછશે તો કહીશું કે અમે કંઈ જાણતાં નથી.

**લખી**—ભાઈ, તારી વાતં મને ગમતી નથી. કસુર ન કરવી એ સૌથી સારૂં છે. પણ કદાચ જાણે અજાણે કસુર થઇ

ગઈ, તો તે તરત માની જવી. આથી આપણે પરમેશ્વરનાં ગુનેગાર થઈએ નહિ, અને વળી માબાપ પણ આપણા પર નારાજ થાય નહિ.

**લલ્લુ**—લખી, હું માનું તો ખરો, પણ મને બાપાની બહુ બીક લાગે છે.

**લખી**—ચાલ, આપણે મા પાસે જઈ સાચે સાચું કહી દઈએ. મા બાપાને સમજાવશે.

લખી પોતાની માને સઘળી હકીકત કહેવા જાય છે, એવામાં તેના બાપા ત્યાંજ આવી ઉભા. તેણે કહ્યું, શું છે? છોકરાં, તમે આજે ઉદાસ કેમ દેખાઓ છો? જે થયું હોય તે સુખેથી કહો.

**લખી**—બાપા, અમે રમતાં હતાં. આ આરસો હેઠે પડ્યાની અમને ખબર ન હતી. તે મારા પગતળે આવવાથી ફૂટી ગયો.

બાપ—તે તો ઠીક, પણ આ લલ્લુ શા માટે રૂએ છે?

**લલ્લુ**—બાપા, હું સાચું કહીશ. તે આરસો મેં ફોડ્યો છે. એમાં લખીનો કશો દોષ નથી. લખીને મેં ધક્કો માર્યો, તેથી તેનો પગ આ આરસા પર પડ્યો. બાપા, મેં પહેલાં તો ગુનો સંતાડવા લખીને કહ્યું, પણ લખી કેવી ડાહી કે તેણે મારી ભૂલ સુધારી. મને જે સજા કરો, તે હું સહન કરૂં.

બાપે રાજી થઈ કહ્યું, કે મારાં વહાલાં છોકરાં! મારે હવે તમને કંઈ સજા કરવાની રહેતી નથી. છોકરાં હંમેશાં ભૂલ તો કરે, પણ જે છોકરાં પોતાનો ગુનો કબુલ કરે, તે આગળ જતાં સદ્ગુણી નીવડે છે.

કસુર—ગુનો; ભૂલ. સદ્ગુણી—સારા ગુણવાળા.
ગુનેગાર—કસુર કરનાર.

## પાઠ ૨૬. છોડીઓને ભણાવવા વિષે.

જુઓ હરિભાઈ, આ કેવી મજાની નિશાળ છે! તેમાં નાની નાની બાળાઓ હોંસે હોંસે કેવી ભણે છે! જુઓ તો ખરા, કેટલીક કન્યાઓ સારે રાગે કેવાં મીઠાં ગીત ગાય છે! કેટલીક તો સારી સારી ચોપડીઓ વાંચે છે. વળી કેટલીક કેવું સુંદર ભરત ને સીવણકામ કરે છે! અહો! આ નાની સરખી મંછી બેન તો રંગબેરંગી ઊનના દોરા લઈ કેવા રૂપાળા ગળપટા ગૂંથે છે! વળી આમ તો જુઓ. આ વર્ગની મોટી બાળાઓ કેવાં મજાનાં નામાં ને લેખાં કરે છે! આ કન્યાઓ તો જાતજાતના માટીના ઘાટ કરે છે.

જુઓ, આ પ્રદર્શન નિશાળની શોભામાં કેવો સારો વધારો કરે છે! તે શા ઉપયોગમાં આવે છે, એ તમે જાણો છો? તેમાં જે જે ચીજો છે, તે પાઠ શીખવતી વખતે છોડીઓને બતાવવામાં આવે છે. વાહ! આ કેવી સુંદર ગૂંથેલી સાદડીઓ છે! જે બાળાએ તે ગૂંથી છે, તેનું નામ તેના પર લખેલું છે. જુઓ, આ વર્ગમાં બાળાઓ સાદડીઓ ગૂંથવાનુ કામ કેવા આનંદથી કરે છે!

આ વર્ગની કન્યાઓ તો ચિત્રકામમાં તલ્લીન થઈ ગએલી જણાય છે. ઓહો! આ વિષયની શી ખુબી છે! એથી એમની આંખ, હાથ અને બુદ્ધિ કેળવાય છે. આ વિષય શાળામાં દાખલ થયા પછી કન્યાઓની સંખ્યામાં સારો વધારો થયો છે, કારણ કે તેઓને એ કામમાં મજા પડે છે.

આ બાઈ શાળાનાં મહેતીજી છે. તે ઘણાં ભલાં ને લાયક દેખાય છે. જેવાં તે ગુણી છે, તેવાજ તેમના શિક્ષકો છે.

જાણે બધાં એક કુટુંબનાં માણસો હોય તેમ તે વર્તે છે. મારે એક નાની બેન છે, તેને હું પણ કાલથી હમેશાં નિશાળે મોકલીશ.

આપણા ગામમાં નૌતમલાલનું કુટુંબ કેવું સુખી છે! તેની સ્ત્રી તથા છોકરીઓ ભણેલાં છે, તેથી તેઓ વિવેક સારી રીતે સમજે છે, અને સલાહસંપથી રહે છે. નાતજાતમાં પણ તેમની સારી આબરૂ છે. નૌતમલાલના છોકરા પણ સારા ને સદ્ગુણી છે, કારણ કે નાનપણમાં તેમને તેમની માનું શિક્ષણ મળેલું છે. જે કુટુંબમાં મા ભણેલી ને સારી ચાલની હોય, તેમનાં બાળકો સારાં ને સદ્ગુણી નીવડે છે.

આપણા દેશમાં હવે લોકો છોડીઓને ભણાવવાના લાભ સમજવા લાગ્યા છે, તે સારૂં છે. લોકો પોતાની છોડીઓને નિશાળે મોકલે છે, અને તે પરણે ત્યાં સુધી અભ્યાસ કરાવે છે. વિલાયતમાં તો છોડીઓ ઘણી મોટી ઉંમરની થાય ત્યાં સુધી ભણે છે.

---

તલ્લીન—એકચિત્ત.
પ્રદર્શન—નમુનેદાર ચીજો બતાવવાને માટે એક ઠેકાણે ભેગી કરી રાખવી તે.

# पाठ २७. संघरो करवा विषे

કોઈ એક ગુજરાતી નિશાળના મહેતાજી એક દિવસ પોતાની નિશાળના છોકરાઓને કુદરતનું અવલોકન કરાવવા પાસેના ગામડામાં લઈ ગયા. તે ગામ જુનું રાજધાનીનું શહેર હતું, ને ત્યાં ઘણી જુની ઇમારતો હતી. તેમાં તેનો કિલ્લો જોવા જેવો હતો. મહેતાજીએ કિલ્લાની રચના, બાંધણી વગેરે બતાવ્યું. પછી આગળ ચાલતાં કેટલીક ખાણો આવી તે જોઈ મોહને પૂછ્યું, સાહેબ, આ શું છે?

**મહેતાજી**—ભાઈ, આ ખાણ છે. અસલના વખતમાં આમાં જાર ભરી રાખવામાં આવતી હતી. દેશમાં દુકાળ પડે, ત્યારે તે કાઢે ને લોકોને આપે. લોકો પણ ખાનગી ખાણો કરતા.

**મોહન**—સાહેબ, જાર ભોંયમાં ઘણો વખત રહે તો સળી ન જાય?

**મહેતાજી**—ના, ભાઈ. લોકો જારમાં ભુકરો મેળવી તેને ખાણમાં નાખે છે. તેથી તે જમીનમાં ઘણાં વરસ રહે, તોપણ સળે નહિ.

**ઇચ્છાશંકર**—સાહેબ, પેલું શું દેખાય છે?

**મહેતાજી**—તે ખડની ગંજી છે. તે ઘણી જુની દેખાય છે.

**ઇચ્છાશંકર**—આવી ગંજી શું કરવા કરી રાખી હશે?

**મહેતાજી**—સારા વરસમાં જ્યારે ખડ બહુ થાય, ત્યારે તેની મોટી ગંજીઓ કરી રાખવામાં આવે છે, કે દુકાળના વખતમાં ઢોરને ઉપયોગમાં આવે.

**ઇચ્છાશંકર**—હવે આવો સંઘરો કેમ નહિ થતો હોય વારૂ?

**મહેતાજી**—ભાઈ, તારો સવાલ બહુ સારો છે. સાંભળો, હું કેટલીક અગત્યની હકીકત કહું છું. આપણા દેશમાં વરસાદ થાય, તોજ અનાજ ને ખડ થાય છે. વરસાદ ન થાય, ત્યારે દુકાળ પડ્યો કહેવાય છે. અસલના વખતમાં અનાજ તથા ખડનો સંઘરો કરી રાખતા, તે એવે વખતે કામમાં આવતો. હાલમાં આગગાડી, આગબોટ વગેરે વેપારમાં સાધનો થયાં છે, તેથી થોડા વખતમાં બીજે ઠેકાણેથી અનાજ તથા ખડ પુષ્કળ આવી શકે છે. આથી લોકો તેનો સંઘરો કરી રાખતા નથી. હાલ લોકો દાણા વિના ભૂખે મરતા નથી, પણ નાણાં વિના મરે

છે. જેની પાસે પૈસા હોય, તેને હરકત આવતી નથી. માટે હાલમાં તો સૌએ દ્રવ્યનો સંગ્રહ કરવો જોઈએ. જેને સંઘરો કરવા જેટલું દ્રવ્ય મળતું ન હોય, તેમણે સુકાળના વરસમાં અવારનવાર દાણો સંઘરી રાખવો. જનાવરો સંઘરો કરે છે, તો આપણે શા માટે ન કરવો જોઈએ? જુઓ, પેલી કીડીઓ કેટલા બધા દાણા લઇ જાય છે! એ દાણા તે દરમાં ભરી રાખશે, અને શિઆળાની ટાઢમાં તેનાથી બહાર નીકળાશે નહિ ત્યારે ખાશે. સુકાળના વરસમાં ઘાસની ગંજીઓ ને દાણાની ખાણો કરી રાખી હોય, તો દુકાળમાં લોકોને તથા ઢોરને ભૂખે મરવાનો વખત આવે નહિ.

**દોહરો.**

કીડી કણ સંગ્રહ કરે, જુઓ જંતુની જાત;<br>
વસે દરે સંપે સદા, સર્વ મળી સંઘાત.

---

અગત્યની—જરૂરની; ઉપયોગી.
અવલોકન—ધ્યાન આપી જોવું તે; બારીક તપાસ.
અવારનવાર—ફરતાફરતી.
ભુકરો—એક જાતનો પોચો પત્થર.
રચના—ગોઠવણ.
સંગ્રહ—એકઠું કરવું તે. સંઘરો.

## पाठ २८. परब.

ચૈત્ર મહીનામાં એક દહાડો બપોરે માધવ ને કેશવ પોતાને ગામથી પાસેના શહેરમાં કંઈ કામે જતા હતા. તેમણે રસ્તામાં એક મોટા ને સુંદર લીમડાના ઝાડ નીચે કેટલાક માટીના ગોળા મૂકેલા જોયા. તેમનાં મોઢાં પર સફેદ લુગડાના કકડા બાંધેલા હતા, અને તેની પાસે પિત્તળના ચળકાટ મારતા પ્યાલા તથા તાંબાનો એક લોટો પડેલો હતો. તે ગોળાથી

જરા દૂર માટીનો એક મોટો ગોળો હતો, તેમાંથી પાણી લઈ એક બાઈ ત્યાં બેઠેલાં માણસોને વારાફરતી પાણી પાતી હતી.

આ જોઈ આશ્ચર્ય પામી માધવ બોલ્યો, ભાઈ કેશવ, જો જો, આ શું છે? અહીં આ ગોળા શા માટે રાખેલા છે? વળી આ મજુર જેવાં દેખાતાં માણસો અહીં શા માટે બેઠાં છે.

**કેશવ**—ભાઈ, આનું નામ પરબ કહેવાય. આ માણસો કઠિઆરા છે. તે બિચારા લોકો સવારમાં વહેલા આ પાસેના ડુંગરામાં લાકડાં કાપવા ગયા હશે, તે અત્યારે ભારા લઈ પાછા આવ્યા છે. જો તો ખરો, તેમનાં શરીર પર કેટલો બધો પરસેવો વળેલો છે! આવા ખરા તડકામાં પણ તેમને પોતાના ગુજરાન માટે આવા મોટા ભારા માથે ઉપાડી શહેરમાં લઈ જવા પડે છે. તેઓ બહુ તરસ્યા થયા છે, એટલે અહીં પાણી પી જરા વિસામો ખાશે.

**માધવ**—ઓહો! આ પરબ તો ઘણી ઉપયોગી છે. ગરીબ ને તરસ્યાને અહીં પાણી મળે છે. ખરે, એ ઘણું દયાનું કામ છે. વારૂ, આ પરબ કોણે બેસાડી હશે?

**કેશવ**—આ શહેરમાં ગોકળદાસ કરીને એક ભાટીઓ રહે છે. તે દર વરસે આવા ધર્માદાના કામમાં પોતાની ઉપજનો દશમો ભાગ વાપરે છે. આ સિવાય તેણે બીજી ઘણી પરબો બેસાડી છે.

**માધવ**—ઓહો! આ તો બહુ સારૂં કામ છે. બિચારા તરસ્યા લોકો પાણી પી રાજી થાય છે, અને પરબ બેસાડનારને ખરાં દીલથી આશીર્વાદ દે છે. પૈસાનો ખરેખરો ઉપયોગ તો

આજ કહેવાય. ઈશ્વર આવા ગૃહસ્થને વધારે પૈસા આપો, કે જેથી તેઓ ગરીબ લોકોનાં દુઃખો ટાળવામાં તેનો સારો ઉપયોગ કરે.



આ મનોહર ને શીતળ છાયાવાળી જગા જોઈને તેઓ બંને ત્યાં બેઠા, અને પેલા ગોળામાંથી ચોકખું પાણી પી શહેર તરફ ચાલ્યા.

---

આશીર્વાદ—આશીશ.

કઠિઆરા—લાકડાં કાપીને વેચનાર.

ધર્માદા—દાનમાં આપી દીધેલું.

મનોહર—મનને રાજી કરે તેવું.

વિસામો—આરામ.

શીતળ—ઠંડી.

## पाठ २९. शेखसल्ली ने तेना तरंगो.

તર્કપ્રસાદ નામે એક બ્રાહ્મણ હતો, તે કાશીએ ભણવા ગયો હતો. ત્યાં અભ્યાસ પુરો કરી રહ્યા પછી તે ગુરૂની રજા લઈ પોતાને ગામ પાછો આવ્યો.



ઘેર આવ્યા પછી લાંબા વખત સુધી તર્કપ્રસાદ કામે વળગ્યો નહિ. તે રોજ રોજ નવા નવા તર્ક ઉઠાવે ને બીજે દહાડે તેમાંનું કંઈ નહિ. આથી તેના બાપને ચિંતા થઈ. એક દિવસ તેણે કહ્યું, કે ભાઈ, હવે તું તારી વિદ્યાનો ઉપયોગ કરે તો સારૂં. શેખસલ્લીની પેઠે ખોટા વિચાર કર્યા કરીશ, તો તેનો પાર નહિ આવે. એ સાંભળી તર્કપ્રસાદ બોલ્યો, બાપા શેખસલ્લી કોણ હતો, ને તેની શી વાત છે તે મને કહો.

બાપ—સાંભળ ભાઈ. શેખસલ્લી. કરીને એક મજુર હતો. ચાર આના ઠરાવી તેણે એક વેપારીનો ઘીનો ઘાડવો ઉપાડ્યો. રસ્તામાં તે વિચાર કરવા લાગ્યો, કે આ ચાર આનાની હું એક મરઘી લઈશ. તેનાં બચ્ચાં થશે તે વેચી બકરી લઈશ. તે બકરીનાં બચ્ચાં તથા દૂધ વેચી એક ગાય લઈશ.

આથી મારી પાસે સો રૂપીઆ થશે, તેનો વેપાર કરીશ. પછી હું પરણીશ. મારે એક પુત્ર થશે, તે મને દુકાને જમવા તેડવા આવશે. હું ડોકું ધુણાવી નાં કહીશ. આમ તરંગમાં તેણે તો ડોકું ખરેખરૂં ધુણાવ્યું, એટલે પેલો ઘાડવો ભોંય પર પડ્યો. વેપારીએ ઠપકો આપ્યો, ત્યારે તેણે કહ્યું, કે ભાઈ, તારો તો ઘાડવો ભાંગ્યો, પણ મારૂં તો ઘર ભાંગ્યું.

પછી બાપે કહ્યું, આવા ખોટા વિચારથી શેખસલ્લીની મજુરી ગઈ ને વેપારીનું ઘી ઢોળાયું. માટે આવા ખોટા તર્ક કરવા કરતાં કંઈ કામ મન દઈ કરીએ તો તે પાર પડે છે. જો ભાઈ, તેં તારા છ મહીના નકામા ગાળી નાખ્યા. તે કરતાં તું પહેલેથી ઉધમે વળગ્યો હોત, તો આજે તું ક્યારનોએ ઠેકાણે પડ્યો હોત.

તર્કપ્રસાદ બોલ્યો, બાપા, જ્યારે હું કાશીએથી આવ્યો, ત્યારે મેં પણ આ શેખસલ્લીની માફક મોટા મોટા વિચારો કરી રાખ્યા હતા, કે હું મારે ગામ જઈ રાજાના પંડિતોની સભા જીતીશ. રાજા મારા પર રાજી થશે. આથી મારી આબરૂ વધશે, ને મને ધન મળશે. બાપા, હું હવે મારી ભૂલ સમજ્યો. તમે જો મને ચેતવ્યો ન હોત, તો કોણ જાણે મારૂં શું થાત?

તર્કપ્રસાદે તે દિવસથી ખોટા વિચાર કરવા છોડી દીધા. ત્યારપછી તે ધંધે વળગ્યો ને સુખી થયો.

ઉદ્યમ—કામ; રોજગાર.
તર્ક—વિચાર.
તરંગ—ખોટા વિચાર; મનના બુટ્ટા.

# पाठ ३०. फरीथी करो.

છગન ને મગન પોતાના કાકા સાથે એક વખત પતંગ ઉડાડવા ગયા. છોકરાઓને પતંગ ઉડાડતાં બરાબર આવડતું નહિ તેથી કાકાએ કહ્યું, મગન, તું પતંગ ઉંચે મુકાવ ને છગન, તું દોરી પકડી રાખી દોડ.



કાકાના કહેવા પ્રમાણે મગને પતંગ મુકાવ્યો, પણ છગન તે વખતે દોડ્યો નહિ, તેથી પતંગ જમીન પર પડ્યો. આથી મગને ફરીથી પતંગ મુકાવ્યો, પણ છગન આ વખતે જરા વહેલો દોડ્યો, તેથી તે પતંગ ભોંય પર પડી ગયો.

કાકાએ તેમને નારાજ થએલા જોઈ કહ્યું, ભાઈ, ગભરાઓ નહિ, ફરીથી ચઢાવો. આથી તેમણે તેમ કર્યું. આ વખતે પતંગ જરા ઉંચો ચઢ્યો, પણ પવનના સપાટાથી તેની પુછડી એક ઝાડની ડાળમાં ભરાઈ. તે જોઈ છગન બોલ્યો, મગન, તું પોતેજ પતંગને એક બાજુએ છોડે છે. મગન કહે, ભાઈ, એમાં મારો દોષ નથી. મેં કંઈ પવનને કહ્યું ન હતું, કે તું પતંગને ઝાડમાં નાખ.

કાકાએ પતંગને છુટો કરી કહ્યું, મારા વહાલા છોક-

રાઓ, ચાલો હવે હું તમને મદદ કરૂં. એમ કહી કાકાએ પતંગ મુકાવ્યો, ને છગન દોરી પકડી દોડ્યો. આથી પતંગ ખૂબ ઉંચો ચઢ્યો, પણ પવન વાતો બંધ થયો, તેથી તે ગોથું ખાઈ ભોંય પર પડ્યો. તે જોઈ કાકાએ કહ્યું, છગન, આમાં આપણો કોઈનો વાંક નથી; માટે ચાલ, ફરી ઉડાડ. છગન ગુસ્સે થઈ બોલ્યો, મારે હવે એ ઉડાડવો નથી. કાકાએ કહ્યું, ભાઈ છગન, એમ તે થાય? તેં પતંગ ઉડાડવામાં આટલી બધી મહેનત લીધી, અને હવે શું તે કામ મૂકી દઈશ? કોઈ સારૂં કામ ફરીથી કરવામાં કાયર થવું ન જોઈએ. છગને ફરીથી પ્રયાસ કર્યો, ને તેમાં તે ફાવ્યો.

હવે છગન એક ઠેકાણે ઉભો, ને પતંગ આસમાનમાં એક ધોળા ટપકા જેવો લાગ્યો, તેથી ઘણો રાજી થઈ બોલ્યો, જુઓ જુઓ કાકા, પતંગ કેવો મજાનો ચઢ્યો છે! જાણે તેને ગગનમાં નાસી જવું હોય, તેમ તે મને જોરથી ખેંચે છે. થોડી વાર પછી છગન દોરી વીટવા લાગ્યો, અને પતંગ પણ ધીમે ધીમે નીચે આવવા લાગ્યો. જ્યારે તે છેક પાસે આવ્યો, ત્યારે તેને હાથમાં લઈ ઘણા હરખથી છગન બોલ્યો, જો મગન, પતંગ જરા પણ ફાટ્યો નથી. કાલે પણ આપણે પાઠ તૈયાર કરી અહીં પતંગ ચઢાવવા આવીશું.

આમ બોલતાં તે સૌ ઘર ભણી વળ્યા. રસ્તે ચાલતાં મગન બોલ્યો, ભાઈ, જો તને કાકાએ ફરી ફરી મહેનત કરવા સમજાવ્યું ન હોત, તો આ કામ તને આવડત નહિ.

આસમાન—ગગન. પ્રયાસ—યત્ન; મહેનત.
નારાજ—નાખુશ. સપાટો—જોસ.

# पाठ ३१. पंखीओनो आनंद.

કુંડળીઆ છંદ.

ડોલે તરૂવર ડાળીઓ, પવન ઝુલાવે પાન,
ઊડે મનોહર પંખીઓ, ગાતાં સુંદર ગાન;
ગાતાં સુંદર ગાન, ધ્યાન ઈશ્વરનું ધરતાં,
કરતાં વને કલોલ, રોજ આનંદે ફરતાં;
સંપે રે'તાં સાથ, પ્રીતનો પડદો ખોલે,
સુખીઆં પંખી રોજ, ડાળીઓ તરૂવર ડોલે. १.

કોઈ વન ફળ ખાય છે, કો કણ ચણતાં જાય,
કોઈ ચૂસે છે ફૂલ રસ, વનસ્પતિ કોઈ ખાય;
વનસ્પતિ કોઈ ખાય, જાય દોડી જળ ઘાટે,
સંપે સૌ મળી ના'ય, પછી વળતાં નિજ વાટે;
સાંજે પોઢે માળ, જંપતાં બાળક જોઈ,
ઊઠી મળસ્કે ધાય, ખાય છે વનફળ કોઈ. २.

ફળ ઝૂલે ભલી ભાતનાં, મેવો વિધવિધ જાત,
પંખી સૌ પ્રીતે જમે, દીધો દીનાનાથ;
દીધો દીનાનાથ, પાક ખેતરમાં પુરો,
ખાએ રાખી ખંત, ખૂટે નહિ માલ મધુરો;
ધરી સદા સંતોષ, પીએ નિત્યે જળ નિર્મળ,
આવી ઠરે નિજ ઠામ, ભલી ભાતે ઝૂલે ફળ. ३.

ગો૦ ક૦ દેલવાડાકર.

### उद्यम विषे.

**મનહર.**

ઉદ્યમથી એકલો હજારને હઠાવી દીએ,
ઉદ્યમથી ધન ધાન્ય ધાર્યું મેળવાય છે;
ઉદ્યમથી રાજ અધિકાર કાંઈ દૂર નથી,
ઉદ્યમથી વશ દેવદાનવ કરાય છે;
ઉદ્યમથી વિપત્તિઓ તરત વેરાઈ જાય,
ઉદ્યમીઓ ધૂળમાંથી સોનું શોધી જાય છે;
ઉદ્યમને અરે બાળ જાણ તું તો કામધેનુ,
ચિંતવ્યા પ્રમાણે લાભ અપાર પમાય છે. ૧.

કામધેનુ—ઈચ્છેલું આપનારી ગાય.
ચણતાં—ખાતાં.
તરૂવર—મોટું ઝાડ.
દેવદાનવ—દેવ ને દૈત્ય.
ધાય—દોડે.
નિજ—પોતાની.
નિર્મળ—ચોકખું.
વિધવિધ—જુદી જુદી જાતનો.
વિપત્તિ—આફત.

## पाठ ३२. जाओ अने चालो.

વડોદરા રાજના એક ગામડામાં રામજી કરીને એક પટેલ રહેતો હતો. તેનાં બાપે રાજની બહુ સારી સેવા બજાવેલી, તેના બદલામાં ગાયકવાડ સરકારે તેને વંશપરંપરાના ભોગવટા માટે કેટલાક સાંતીની ઉંચા પ્રકારની જમીન આપી હતી. રામજી પટેલ નાનપણથી લાડમાં ઉછરેલો હતો, તેથી તે ખેતીમાં બરાબર ધ્યાન આપતો નહિ.

તેણે ખેતી માટે કેટલાક સાથી રાખેલા હતા. તે શું કામ કરે છે, તે રામજી પટેલ કદી પણ જોતો નહિ. આથી તેને

બે પ્રકારનું નુકસાન થયું. જમીન ઉંચા પ્રકારની હતી, તોપણ તેમાં સારો પાક થતો નહિ. વળી જે પાક થતો, તેનો અર્ધો ભાગ પણ રામજી પટેલને ઘેર આવતો નહિ. કારણ કે લુચ્ચા સાથીઓ તેમાંનો કેટલોક ભાગ ચોરી જતા. આથી રામજી પટેલનું કુટુંબ ગરીબ થવા લાગ્યું, અને સાથીઓનાં ઘર ભરાયાં. છેવટે રામજી પટેલે પોતાનાં ખેતરનો અર્ધો ભાગ રઘા પટેલને વેચાતો આપ્યો. રઘા પાસે તે ભાગ વેચાતો લેવાય એટલાજ પૈસા હતા. રઘો ગરીબ પણ મહેનતુ હતો. તે હંમેશાં સવારમાં વહેલો ઉઠે, અને સાથીઓને લઈ પોતે ખેતરમાં જાય, ને સવારથી સાંજ સુધી તેમની પાસે કામ કરાવે. આથી પેલા ખેતરમાં તો હંમેશ કરતાં ચારગણો પાક થયો. થોડા વખતમાં તેની પાસે સારી પુંજી થઈ.

એક દિવસ રઘાએ રામજી પટેલ પાસે જઈ કહ્યું, કાકા, જો તમે તમારા ખેતરનો બાકીનો ભાગ વેચવા ઇચ્છતા હો તો મને કહેજો, હું તે લઈશ.

રામજી—ભાઈ રઘા, તું લઈ શકીશ? તેં એટલા બધા પૈસા શી રીતે પેદા કર્યા વારૂ? તારૂં ખેતર તો નાનું છે.

રઘો—કાકા, મારી ને તમારી ખેતી કરવાની રીતમાં ફેર છે, ને તે માત્ર બે શબ્દોનો. તમે **જાઓ**, કહો છો, ને હું **ચાલો** કહું છું.

રામજી—આનો અર્થ શું વારૂ?

રઘો—તમે તો ડહેલીમાં બેઠાં બેઠા હુક્કો પીઓ છો, અને ખેતીનું કામ સાથીના ભરોસા પર રાખો છો. પણ હું તો મારા સાથીઓને મારી સાથે લઈ ખેતરમાં કામ કરવા જાઉં છું.

**રામજી—आप समान बळ नहि ने मेघ समान जळ नहि,** એનો અર્થ હું હવે બરાબર સમજ્યો. ભાઈ રઘા, મારે મારૂં ખેતર વેચવું નથી. હું મારી જાતે મહેનત કરીશ, અને મજુરો પર નજર રાખીશ, તો મને ખાતરી છે કે ઈશ્વર મને તારી માફક મદદ કરશે.

---

પ્રકાર—વર્ગ; જાત.
ભોગવટો—ઉપભોગ.
મેઘ—વરસાદ.
વંશપરંપરા—છોકરાનાં છોકરાં.
સમાન—જેવું.
સાંતી—હળ.

## पाठ २३. घरनी चोक्खाई

એક દહાડો ધનગવરીને ઘેર તેની બેનપણી મહાકોર મળવાને આવી. વાત કરતાં મહાકોરે કહ્યું, બેન, આજ છ મહીના થયાં મારા ઘરનાં બધાં માણસો બહુ પીડાય છે, તેનું શું કારણ હશે?

**ધનગવરી**—બેન તમને ખોટું ન લાગે તો કહું. તમારૂં ઘર એટલું બધું ગંદું રહે છે, કે મને તો તેમાં પગ મૂકવાનું પણ મન થતું નથી.

**મહાકોર**—તેમાંજ તમે તે દહાડે આવ્યાં હતાં, ને ઉભાં ઉભાં વાત કરીને ચાલ્યાં ગયાં.

**ધનગવરી**—હા બેન. તમારા ઘરમાં મંદવાડ છે, તેનું કારણ પણ ગંદકી છે. ગંદકીથી હવા બગડે ને બગડેલી હવા લેવાથી શરીરમાં રોગનાં મૂળ નંખાય. શરીરને નિરોગી રાખવાને ચોકખી હવાની ઘણી જરૂર છે.

**મહાકોર**—બેન, મારા ઘરમાં તમે શી ગંદકી દીઠી?

**ધનગવરી**—સાંભળો, તમારા ઘરમાં ઠામ ઠામ ધૂળ ને કચરો પડી રહે છે. તેમાં રોગનાં જંતુઓ પાકે છે. તે હવાની સાથે શરીરમાં જાય છે, ને તેને બગાડે છે. અમે તો જરાએ કચરો ઘરમાં રહેવા દેતાં નથી. ખુણેખોચરેથી ને પાથરણું ઉપાડી બધો કચરો વાળી નાખીએ છીએ. આપણા શ્વાસ વડે જે હવા બહાર કાઢીએ છીએ તે ઝેરી છે, તેથી પણ ઘરમાંની હવા બગડે છે. તમે હંમેશાં બારીબારણાં બંધ કરી રાખો છો, તેથી બહારની ચોકખી હવાની ઘરમાં આવજા બરાબર થતી નથી, ને બગડેલી હવા સુધરતી નથી. અમે બારી બારણાં ખુલ્લાં રાખીએ છીએ, અને સુરજનો તડકો ઘરમાં આવવા દઈએ છીએ. તડકાંથી નઠારી હવા ચોકખી થાય છે, ને રોગનાં બી નાશ પામે છે. તમે બિછાનાં કદી તડકે નાખતાં નથી. ઘરમાં ભિનાશ હોય, તે પણ તડકાથી મટી જાય છે. કોઈ કોઈ રોગો ભિનાશને લીધે થાય છે.

**મહાકોર**—અમે કંઈ ઘરમાં પાણી ઢોળી ભોંય ભીની કરતાં નથી.

**ધનગવરી**—એ વાત ખરી, પણ તમે ઘર આગળ મોટો ખાડો કરી તેમાં મેલું પાણી એકઠું થવા દો છો. તમારા ઘરમાં કુવા ને ચકલી આગળ પણ પાણી ઘણું ઢોળાય છે. એ બધું પાણી ભોંયમાં મરે છે. એથી તમારા ઘરમાં કોઈને ઝીણો તાવ, લકવો કે બીજો રોગ થાય છે. વળી ભિનાશને લીધે મચ્છર થાય છે.

**મહાકોર**—હા બેન, મારા ઘરમાં ઘણા મચ્છર છે.

**ધનગવરી**—એ મચ્છર ટાઢીઓ તાવ પેદા કરે છે, ને એકના ડીલમાંથી બીજાના ડીલમાં લઈ જાય છે. તમારા

ઘરમાં જાજરૂ, ખાળ ને મોરીઓ છે, તે પણ બરાબર સાફ રહેતાં નથી. તેથી ગંદકી થાય છે, તે હવાને બગાડે છે. એવી ગંદી જગામાં મચ્છર ભરાઈ રહે છે. અમે તો એવી જગા વખતો વખત પાણી નાખી અને ઝાડીઝુડી ચોકખી કરીએ છીએ. કોઈ કોઈ વાર તો રાખ કે માટી નાખી સાફ કરાવીએ છીએ, તેથી તેમાંની દુર્ગંધી તદ્દન જતી રહે છે. બેન, તમે જો ઘરમાં બધું ચોકખું રાખશો તો એક મહીનામાં બધાં સારાં થશો.

**મહાકોર**—હવે હું બરાબર સમજી. અમે પીડા પામીએ છીએ, તેમાં અમારો પોતાનો વાંક છે. બેન, હું તમારો મોટો પાડ માનું છું, કે તમે મારી બધી ભૂલો ખુલ્લી રીતે સમજાવીને સુખી થવાનો રસ્તો બતાવ્યો.

---

ચકલી—પિત્તળ કે લોઢાની પેચવાળી વાંકી નળી; સકાવો.
દુર્ગંધી—ખરાબ વાસ; બદબો.
નિરોગી—તંદુરસ્ત.
ભિનાશ—ભેજ.
લકવો—એક જાતનો રોગ. એથી શરીરનો કોઈ ભાગ જુઠો થઈ જાય છે.

## पाठ ३४. कैकेयी अने मंथरा.

અયોધ્યામાં દશરથ નામે રાજા હતા, તેમને કૌશલ્યા, કૈકેયી ને સુમિત્રા એ ત્રણ રાણીઓ હતી. રાજાને કૌશલ્યાથી રામ, સુમિત્રાથી લક્ષ્મણ ને શત્રુઘ્ન તથા કૈકેયીથી ભરત નામે પુત્રો થયા. તેમાં સૌથી મોટા રામચંદ્રજી હતા. તે ઉંચા ગુણવાળા હોવાથી સૌને પ્રાણથી પણ વહાલા લાગતા. રાજા દશરથ વૃદ્ધ થતાં તેમણે પાટવી પુત્ર રામચંદ્રજીને ગાદી પર બેસાડવાનો નિશ્ચય કર્યો. આ સમાચાર શહેરમાં ફેલાતાં ઠેકાણે

ઠેકાણે આનંદ થઈ રહ્યો. ભરત આ વખતે અયોધ્યામાં ન હતા. તેઓ શત્રુઘ્નને લઈ પોતાને મોસાળ ગયા હતા.



રાણી કૈકેયી પાસે મંથરા નામે નઠારા સ્વભાવવાળી દાસી હતી. રામને ગાદીએ બેસાડવાની વાત સાંભળી તેના મનમાં અદેખાઈ આવી. તે કૈકેયીને કહેવા લાગી, માતાજી, કાલે દશરથ રાજા રામને ગાદીએ બેસાડે છે. તમે કેમ કંઈ બોલતાં નથી ?

**કૈકેયી**—એમાં શું બોલવું છે? રામચંદ્રજી મને ભરત જેવા વહાલા છે, ને તે ગાદી પર બેસવાના છે, તેથી મને આનંદ થાય છે.

**મંથરા**—માજી, તમે ભલાં છો; તેથી તમારી પ્રીતિ ભરતના જેવીજ રામ પર હોય એમાં નવાઈ નથી; પણ આગળ તમને ખબર પડશે.

**કૈકેયી**—મંથરા, તું એવું બોલ મા. રામ બહુ ભલા છે, ને તે મારૂં વચન કદી ઉથાપશે નહિ.

**મંથરા**—માજી, એ વાત સાચી, પણ તેની મા કૌશલ્યાને તમે ક્યાં ઓળખતાં નથી?

આ બધી વાતચીતનું ફળ એ થયું, કે કૈકેયીના મનમાં કૌશલ્યા અને રામ પર સંદેહ પેદા થયો; તેથી તેણે હવે શું કરવું, તે બાબત મંથરાની સલાહ માગી.

**મંથરા**—માજી, તમે મને કહેતાં હતાં, કે રાજાજી પાસે મારાં બે વરદાન લેણાં છે. તો આજેજ રાજા પાસે માગો કે ભરતને ગાદી ને રામને ચૌદ વરસ વનવાસ આપે. માજી, તમને રાજા તેમ ન કરવા ઘણુંએ સમજાવે, તોપણ તમે તમારી હઠ છોડશો નહિ.

અણસમજુ કૈકેયીએ તેમ કર્યું. તેનું ફળ એ થયું કે રામચંદ્રજી વનમાં જતાં સૌને ઘણો શોક થયો. રાજા દશરથે તેજ શોકમાં પોતાનો દેહ મૂક્યો. બધી પ્રજાએ કૈકેયીનો ધિક્કાર કર્યો. ભરતે તો રાજ ન કરતાં રામચંદ્રજી વનવાસ ભોગવી પાછા પધારે ત્યાં સુધી તપ કરવાનો ઠરાવ કર્યો.

---

અણસમજુ—મૂર્ખ.
અદેખાઈ—ઈર્ષા.
ઉથાપશે—ફેરવશે.
દેહ મૂક્યો—મરણ પામ્યો.
વનવાસ—વનમાં રહેવું તે.
વરદાન—માગેલું આપવું તે.

## પાઠ ૩૫. રમતા નટ.

મુકુંદ ને નવરંગે રવિવારે બપોરે જોસથી ઢોલ વાગતો સાંભળ્યો. કંઈ જોવાનું હશે એમ ધારી તેઓ ઉતાવળા

ઉતાવળા ચાલ્યા. માણેકચોકમાં આવ્યા તો ત્યાં માણસનું એક ટોળું એકઠું થએલું દેખાયું. ચોકની વચમાં વાંસ ઉભા કરી દશેક હાથની ઉંચાઈએ તેને એક મજબુત દોરડું બાંધેલું હતું. તે દોરડા પર એક છોડી કાંસાની થાળીમાં પગ રાખી હાથમાં વાંસ ધરી ચાલતી હતી. વળી નીચે બે ત્રણ માણસો ઢોલ તથા સરણાઈ વગાડતા વગાડતા ચાલતા હતા. તે જોઈ મુકુંદ બોલ્યો, ભાઈ નવરંગ, આ કોણ છે ને શી રમત રમે છે?'



**નવરંગ**—ભાઈ, આ નટ લોકો છે. તેઓ અંગ કસરત કરે છે. જોયું, પેલો નટ કેવી ખુબીથી ઉંધે માથે દોરડાને બીજે છેડે ગયો!

**મુકુંદ**—નવરંગ, આ છોડી વળી શું કરવા લાગી?

**નવરંગ**—જો, તે તો પોતાના બે પગ લાંબા વાંસ

પર રાખી ચાલે છે. એ કેવાં લાંબાં લાંબાં પગલાં ભરે છે! જો, હવે તો તે દોડવા અને કૂદવા લાગી!

**મુકુંદ**—ભાઈ જો તો ખરો, આ ત્રણ જણ ઉઘાડી તરવાર કાઢી ઉભા છે. તેઓ એક બીજાને તરવાર મારશે કે શું?

**નવરંગ**—ના ભાઈ ના. તેઓ ઉઘાડી તરવારે રમત કરશે. જો, પેલો નટ તો ગુલાંટ ખાઈ તરવાર કૂદી ગયો. આ બીજો નટ પોતાની તરવારની ધાર પર પગ રાખી કેવો સુંદર નાચ કરે છે, વારૂ! આહા! આ ત્રીજો નટ તો પોતાના શરીરની આસપાસ તરવાર ચક્કર ચક્કર ફેરવે છે. વીજળીના ઝબકારા માફક તે કેવી ચમકે છે!

**મુકુંદ**—આ લોકોને શાબાશ છે. તેઓ પોતાના જીવની પણ દરકાર કરતા નથી.

**નવરંગ**—જો ભાઈ, આ નાનો છોકરો પોતાના બાપના માથા પર ઉંધે માથે રહ્યો છે. તે દોડે છે, તોપણ તે છોકરો કેવો સ્થિર રહ્યો છે! અહો! આ લાકડું કેવડું મોટું છે! આ નટ તેને પોતાના દાંત વતી પકડી દૂર ફેંકી દેશે. જો, તેણે તે કેવી સફાઈથી ઉંચકીને ફેંક્યું!

**મુકુંદ**—ભાઈ, આ નટ લોકો આવા ચમત્કારવાળા ખેલો નજરબંધીથી કરે છે, એવું લોકો માને છે. તે મને તો સાચું લાગે છે. નહિતો આવા ખેલો તો માણસથી થઈ શકે નહિ.

**નવરંગ**—ભાઈ, એમ નથી. આ તો અંગકસરતનો ખુબીદાર ખેલ છે. તેઓ નાનપણથીજ પોતાના અંગને કસરતથી સારી રીતે કેળવે છે. તેઓ ગામે ગામ ફરે છે, અને લોકોને

ખેલો બતાવી પોતાનું ગુજરાન ચલાવે છે. એટલામાં નટોએ રમત બંધ કરી, તેથી નવરંગ ને મુકુંદ વાતો કરતા પોતાને ઘેર ગયા.

અંગ કસરત—શરીરની કેળવણી. નજરબંધી—જાદુથી જોનારાની
ચમત્કાર—નવાઈ. આંખને ભુલાવામાં નાખવી તે.
ઝબકારા—ચમકારા. સફાઈ—ખુબી.

## पाठ २६. ग्रीष्म ऋतुनो मेळो.

(ત્રણ છોકરા આવે છે. એક આંબો બને છે, બીજો કોયલ અને ત્રીજો મોગરો થાય છે. કોયલ કાળાં અને મોગરો ધોળાં લુગડાં પહેરે છે. ત્રણે જણ એક હાથમાં આંબાનાં પાતરાં, મોર, મરવા કે કેરી તથા ફૂલ રાખે છે, અને એક હારમાં ઉભા રહી બોલે છે.)

**રોળા વૃત્ત.**

ઈશ્વરનો મહિમાય, ગ્રીષ્મમાં લીધો નીરખી;
શીતળ ઝાડની છાંય, ફૂલ ફળ ઝૂલે હરખી. ૧.
આ આંબો[1] શોભાય, કોકિલા[2] ટહુકા કરતી;
ધરતી તપતી જાય, મોગરે[3] સુગંધ ભરતી. ૨.

(આંબો બહાર આવીને બોલે છે.)

**તોટક વૃત્ત.**

વનમાં તરૂમાં હસતી રમતી,
દઈ મોર[4] વસંત ગઈ ભમતી;
પછી ગ્રીષ્મ થતાં બહુ કેરી ફળી,
લલચાય જનો લહી લીલી ભલી. ૧.

---

૧ આંબો પોતાના ડીલ પર હાથ મૂકે છે. ૨ કોયલ અને ૩ મોગરો પણ પોતાને ઓળખાવે છે. ૪ આંબો, મોર, ને મરવા, દેખાડે છે.

અતિ તાપપડે, થઈ શાખ[1] ખરે,
રસદાર સુકેસરી રંગ ધરે;
જગનું ચિત્ત તે રસથી હરતી,
ખુબી કેરી[2] તણી દીલમાં ઠરતી. ૨.

(કોયલ પ્રવેશ કરીને બોલે છે.)

**દોધક છંદ.**

ગ્રીષ્મ જુઓ ઉકળાટ ધરે છે, પંખી વને વન ઊડી ફરે છે;
આમ્ર તરૂ પર વાસ કરૂં છું, હું ટહુકે જન ચિત્ત હરૂં છું. ૧.
શ્યામ[3] શરીર વડે પરખાઉં, કોમળ કંઠ[4] વડે વખણાઉં;
સંગીતના સૂર હું સમજાવું, વાડી મનોહર ખૂબ ગજાવું. ૨.

(મોગરો બહાર આવીને બોલે છે.)

**નારાચ છંદ.**

જુઓ રૂપેરી બાગ આ દીપે મધુર[5] મોગરે,
કળી ફૂલેલ વેલમાં સુગંધ અંગમાં ભરે;
અનેક પાંખડી પ્રસારી ઝારી રૂપ હું બન્યો,
પ્રફુલ્લ બાળ ગ્રીષ્મનો સહુ જને મને ગણ્યો.

(ત્રણે હારમાં આવી જાય છે ને ગાય છે.)

**ઈંદ્રવજ્રા.**

**આંબો**—કેરી ભરેલી રસથીજ સારી,
**કોયલ**—કોકિલ કંઠે વખાણાય ભારી;

૧ આંબો શાખ તથા ૨ પાકી કેરી દેખાડે છે. ૩ કોયલ પોતાનો પોશાક દેખાડે છે. ૪ કોમલ કંઠ ઉપર હાથ મૂકી બતાવે છે. ૫ મોગરો સફેદ વસ્ત્ર અને ફૂલ બતાવે છે.

મોગરો—મીઠી સુગંધી બટમોગરાની,
સર્વે—રૂડી રસીલી ઋતુ ગ્રીષ્મ જાણી[1]

આમ્ર—કેરી.
ગ્રીષ્મ—ગરમ ઋતુ.
નીરખી—જોઈ.
પરખાઉં—જણાઈ આવું.
પ્રફુલ્લ—ખીલેલો.
પ્રસારી—ફેલાવી.
સુકેસરી—સારા કેસરીઆ રંગની.
સૂર—અવાજ.
સંગીત—ગાયન.

## पाठ ३७. बोलतो लाकडानो ककडो

જંગલી લોકોમાં લખવા વાંચવાની વિદ્યા કેવી નવાઈ ઉપજાવે છે, તે નીચેની વાત પરથી જણાશે.

એક વખત એક સાહેબ પોતાની મડમ સાથે જંગલમાં જઈ ચઢ્યા. જંગલના લોકોએ તેમની સારી ચાકરી કરી, અને તેમને ત્યાંજ રહેવા કહ્યું. સાહેબ પાદરી હતા. તેમને આ લોકોને બોધ કરવાનું ઠીક લાગ્યું, એટલે તે ત્યાં રહ્યા, અને એક મોટું ગામ વસાવ્યું.

એ જંગલ વસ્તીથી ઘણે દૂર હતું. તેમાં ઘણી જાતનાં મોટાં મોટાં ઝાડો ઊગતાં હતાં, તે ઘર બાંધવાના કામમાં આવતાં. કોઈ કોઈ વાર ઇમારતી લાકડાં લઈ એ જંગલના લોકો આઘેના કોઈ મોટા ગામમાં જતા, ને ત્યાં વેચી આવતા. એ સિવાય તેઓ બીજા લોકોના સંબંધમાં બીલકુલ આવતા નહિ. આથી તેઓ અભણ રહ્યા હતા.

એક વખતે પેલા સાહેબે તે જંગલમાં એક દેવળ બાંધવાનો

---

[1] ત્રણે જણ ફૂલ વગેરે ફેંકી ઋતુને વધાવે છે.

વિચાર કર્યો. તે બાંધકામમાં કુશળ હતા. તેમણે તે કામ શરૂ કર્યું. એક દિવસ સાહેબ સવારમાં ઘેરથી ચા પી તે જગાએ આવ્યા, અને કામ શરૂ કરે છે એટલામાં તેમને કાટખુણાની જરૂર પડી. તેમણે કોયલા વડે એક લાકડાના કકડા પર લખ્યું, કે જલદી કાટખુણો મોકલાવો. પછી તેમણે તે કકડો મજુરને આપી કહ્યું, કે ઘેર જઈ તું આ મડમ સાહેબને બતાવ, ને તે જે આપે તે લઈ તરત પાછો આવ.



મજુર—હું ઘેર જઈ મડમ સાહેબને શું કહું ?

સાહેબ—તારે કંઈ કહેવું નહિ પડે. જે કહેવાનું છે તે

આ કકડોજ કહેશે. આશ્ચર્ય પામી મજુર બોલ્યો, સાહેબ, કકડો તે કંઈ બોલે?

**સાહેબ**—તું વખત ન લગાડ, જલદી જા.

મજુર ઘેર ગયો ને મડમને તે લાકડાનો કકડો આપ્યો. અક્ષરો જોતાંજ મડમ ઘરમાં ગઈ, ને ઓજારોની પેટીમાંથી કાટખુણો લઈ તેણે મજુરને આપ્યો.

**મજુર**—સાહેબે આ મંગાવ્યું તે તમે કેમ જાણ્યું?

**મડમ**—તેં હમણાજ મને લાકડાનો કકડો દેખાડ્યોને?

મજુર ઘણુંજ આશ્ચર્ય પામી બોલ્યો, હા, મેં તે દેખાડ્યો ખરો, પણ તેણે તમને શું કહ્યું, તે મેં તો કંઈ સાંભળ્યું નહિ.

મડમ હસીને બોલી, હશે, તેં ન સાંભળ્યું પણ મેં સાંભળ્યું છે. પણ હવે તું આ ઓજાર લઈ જલદી પાછો જા.

અચરજ પામેલો તે અભણ ભીલ મંજુર એક હાથમાં કાટખુણો ને બીજા હાથમાં પેલો લાકડાનો કકડો લઈ ચાલતો થયો. સાહેબ કને જઈ તેને તે કાટખુણો આપ્યો અને પછી એક ઠેકાણે બેસી મોટેથી પોકારવા લાગ્યો; અહો! શું આ સાહેબ લોકનું ડહાપણ! તે તો લાકડાના કકડાને પણ બોલાવે ખરા.

કાટખુણો—બાંધકામમાં ઉપયોગી લાકડાનું એક ઓજાર.

પાદરી—ખ્રિસ્તીધર્મનો ઉપદેશ કરનાર.

કુશળ—હોશિઆર.

મડમ—ગોરા લોકની સ્ત્રી.

# ત્રીજી ચોપડી—ભાગ ૨.



## पाठ ३८. टुंकी मुसाफरी अने तेमां जोएली जगानो माटीनो नमुनो करवा विषे.

ધરમપુરમાં પ્રલ્હાદ કરીને એક ભાટ રહેતો હતો. અગાઉના વખતમાં થઈ ગએલા મોટા પુરૂષોનાં માટીનાં પુતળાં તે બનાવતો, અને તેઓની બહાદુરીનાં કામ ગામેગામ ફરી લોકોને સંભળાવતો. એ રીતે તે પોતાનું ગુજરાન ચલાવતો. તેને મોતી નામે એક દીકરો હતો. તે તેની જોડે ફરતો, અને પુતળાં બનાવવામાં મદદ કરતો. તેઓ ફરતા ફરતા પારડી આવ્યા. એક દહાડો તેઓ પારડીથી વલસાડ જવા નીકળ્યા. રસ્તે ચાલતાં તેમણે પાર નદી ઓળંગી. તેનું વહેણ પૂર્વથી પશ્ચિમ તરફનું હતું. આગળ ચાલતાં એક ડુંગર આવ્યો. મોતીના પૂછવાથી તેના બાપે કહ્યું, કે એ પારનેરાનો ડુંગર છે. અગાઉ એના પર કિલ્લો હતો, પણ કેટલાંક વરસ થયાં તે તોડી પાડવામાં આવ્યો છે. તેનાં ખંડેર હજી જોવામાં આવે છે. 'એ ડુંગરની ટોચ ઉપર સપાટ મેદાન છે, ને તેને એક છેડે દહેરૂં છે. એ સાંભળી મોતીને ડુંગર પર ચઢી તે જોવાનું મન થયું, તેથી તેઓ ડુંગર પર ચઢ્યા. શિખર પર જતાં એક ઠેકાણે તેમને ચઢવાનું મુશકેલ જણાયું, કારણ કે ત્યાં ચઢાવ સીધો હતો. ત્યાં જઇ તેમણે દહેરૂં, જુના કુંડો, કિલ્લાની ભાંગેલી દિવાલો ને બુરજો વગેરે જોયું. પછી આસપાસ જોવા લાગ્યા, તો પશ્ચિમ તરફ મેદાનમાં કેટલાંક ગામો ને તેની પેલી

મેર દરીઓ જોયો. વાયવ્ય ખુણામાં વલસાડ કસ્બો દેખાયા કરતો હતો. તેની નજીકમાં ઓરંગા નદીનો રૂપેરી વાંકોચુંકો પ્રવાહ જણાતો હતો. દક્ષિણ તરફ પારડી કસ્બો અને પૂર્વમાં ભુતસર ગામ દેખાતું હતું. તેઓની વચ્ચે કેટલાંક નાનાં ગામો, તળાવો, ઝાડોની હારો ને ઘણાં ખેતરો હતાં. તળેટી આગળ મેદાનમાં ઢોરો માથું નીચું ઘાલીને ચરતાં હતાં. એક તરફ બગવાડા ને પારડીની ડુંગરીઓ અને તેની વચ્ચેની ખીણો જણાતી હતી. પશ્ચિમમાં આગગાડીના રસ્તાની બંને બાજુનાં ઝાડોની હાર લીલી ભીંતના જેવી દેખાતી, અને ગાડાં જવાનો રસ્તો પગથી જેટલો નાનો જણાતો હતો. તે બધો દેખાવ બહુ રમણીય હતો.

સાંજ પડવા આવી તેથી તેઓ સપાટાબંધ નીચે ઉતર્યા, અને વલસાડ ન જતાં પાછા પારડી ગયા. ત્યાં જઈ તેમણે માટી પલાળીને તૈયાર કીધી, અને ડુંગર પરથી જે જે જોયું હતું તેનો નમુના રૂપ નકશો કરવા લાગ્યા. તેમણે એકેક પાટીઉં લઈ તે પર માટીનું પાતળું પડ ચોપડ્યું. પછી લાકડાનો ચપ્પુ લઈ નદીઓ, તળાવો, રસ્તાઓ વગેરેની આકૃતિ પાડી. માટીના નાના મોટા ગોળા લઈ ડુંગરા, ડુંગરી વગેરેનો ઘાટ કર્યો, ને જ્યાં ગોઠવવા ઘટે ત્યાં ગોઠવ્યા. બાપ કરતો જાય તે જોઈ જોઈને દીકરો કરે. એ પ્રમાણે તેમણે તે ડુંગર અને તેની આજુબાજુની જગાનો સારો નમુનો બનાવ્યો.

આકૃતિ—આકાર.
ખંડેર—ભાંગેલી ઇમારત.
બુરજ—કિલ્લાનો ઉંચો ગોળ ચણેલો ભાગ.
રમણીય—સુંદર.
વહેણ—પાણીનું વહેવું તે; પ્રવાહ.

# પાઠ ૨૧. ડુંગર અને મેદાન.




આપણા ગુજરાતમાં મેદાન ઘણાં છે, ડુંગર તો કોઈ કોઈ ઠેકાણેજ છે. મોટા ડુંગર અથવા પર્વત તો છેક ગુજરાતની ઉત્તરે છે, તેને આબુ કહે છે. કાઠિઆવાડમાં શેત્રુંજો અને ગીરનાર તથા પંચમહાલમાં પાવાગઢ છે, તે આબુથી નાના છે. જમીન વધીને ઉંચી થઈ હોય, તેને ટેકરો કહે છે. ઉંચા ટેકરાને ડુંગરી કહે છે. મોટી ડુંગરીને ડુંગર, ને ઉંચા ને ઘણે સુધી વધેલા ડુંગરને પર્વત કહે છે. ડુંગરના મૂળ આગળની જગા તે તળેટી કહેવાય છે. નજીકમાં આવેલા બે ડુંગર વચ્ચેની નીચી જમીનને ખીણ કહે છે.

કોઈ ડુંગર બોડા અને કોઈ ઝાડ પાનવાળા હોય છે. બોડા ડુંગરની ટોચ પવન, પાણી અને વરસાદના તોફાનને લીધે ફાટે છે, તેથી મોટી ભેખડો પડે છે. તે ભેખડો કેટલેક વરસે તૂટીને નહિ જેવી થઈ જાય છે. તેના ટુકડાની માટી

થાય છે. તે વરસાદના પાણી વડે ધસડાઈને નીચે આવે છે, ને નીચેની જમીન પર ઠરે છે. એવી રીતે ત્યાં નવી જમીન બને છે.

કોઈ કોઈ ડુંગર સીધા ચઢાવવાળા હોય છે. કોઈની બાજુએ તો ભીંત જેવી છેક ઉભી હોય છે. કોઈનાં શિખર અણીદાર હોય છે, અને કોઈનાં શિખર પર સપાટ જમીન હોય છે. તે ઉપર લોકો હવા ખાવાના બંગલા, કિલ્લા કે દેવસ્થાનો બાંધે છે. પાલિતાણા પાસે શેત્રુંજા ડુંગર પર એવાં દેવસ્થાનો ઘણાં છે.

જે જમીનમાં ઉંચા ટેકરા કે ડુંગર હોતા નથી, તે મેદાન કહેવાય છે. કેટલાંક મેદાન નાનાં ને કેટલાંક ઘણાં મોટાં હોય છે. કોઈ મેદાનની ભોંય સારી તો કોઈની નબળી હોય છે.

હવે પર્વતો ને મેદાનો કેમ થાય છે તેની વાત કરીએ. દેવકી ઉનાઈ કે લસુંદ્રાના કુંડમાં જે નાહ્યા હશે, તે જાણતા હશે કે તેમાંનું પાણી ઉનું છે. પૃથ્વીના પડની નીચે ઘણે ઉંડે ઉનો પીગળેલો રસ છે. એ રસ કોઈ ઠેકાણે પડ નજીક આવવાથી તે જગાના પાણીનાં ઝરણ ઉનાં થાય છે. એ કારણથી પેલા કુંડોનું પાણી ઉનું છે. બટાટાને શેકવાથી તેની છાલ ઉપસી આવે છે, ને ટાઢી પડવાથી ઉંચી નીચી થઈ જાય છે, તે તો તમે જોયું હશે. તેજ પ્રમાણે પૃથ્વીના પડને કોઈ વાર પેલા રસની ગરમી લાગે છે, તેથી તે પહેલાં ઉપસે છે ને પછી ઠંડું પડવાથી તેનો કોઈ ભાગ ઉંચો ને કોઈ ભાગ નીચો થઈ જાય છે. જે ભાગ ઉંચો ઉપસેલો રહે છે, તે ડુંગર કહેવાય છે. કોઈ વાર નદીઓ પૃથ્વીની સપાટી કોતરી કાઢી મોટી ભેખડો તોડી પાડે છે. જે ભાગ પડ્યા વિનાનો ઉભો રહે તે પણ

ડુંગર કહેવાય છે. કોઈ વાર ઉંચી જમીન વરસાદના પાણીથી ઘણી ભિંજાય છે, ને તેમાંથી મોટી ભેખડો નીચે તૂટી પડે છે. તે જે ઠેકાણે પડે છે, તે જમીન ઉંચી બને છે. એવી રીતે ઉંચી જમીન નીચી અને નીચી જમીન ઉંચી થતી જાય છે; તેથી બધી જમીન સરખી સપાટ થઈ મેદાન બને છે. કોઈ કોઈ મોટાં મેદાનો તો દરીઆ ખસી જવાથી બનેલાં છે.

મેદાન અને ડુંગરો ઘણાં ઉપયોગી છે. ડુંગર ઉપર હવા ઠંડી અને ચોકખી હોય છે. વાદળાં ડુંગર જોડે અથડાવાથી ત્યાં વરસાદ ઘણો પડે છે. ડુંગરમાંથી નાની મોટી નદીઓ વહે છે. વળી તેમાંથી પત્થર નીકળે છે, તે ઘર, રસ્તા અને પૂલો બાંધવાના કામમાં આવે છે. મેદાનમાં શહેરો અને ગામો વસે છે. લોકો તેમાં ખેતી કરી અનાજ, ફળ, કપાસ વગેરે પકવે છે. તે માણસને બહુ કામનાં છે.

દેવકી ઉનાઈ—સુરત જીલ્લામાં વાંસદાની પાસે એ જગા છે.
દેવસ્થાન—દેવળ.
બોડા—ઝાડ વિનાના.
ભેખડો—પત્થર કે મટોડીના મોટા ટેકરા.

## पाठ ४०. नदी अने सरोवर.

જેઠ મહીનામાં એક દહાડો આકાશમાં વરસાદની ઝીણી ફરફર અને વીજળીનો મેળાપ થયો. વીજળી બોલી, તમે ઝીણાં ટીપાં મારી આસપાસ શું કામ અથડાઓ છો? અહીંથી જાઓ, નહિતો હમણા બાળી મૂકીશ.

પાણીનાં ટીપાં બોલ્યાં, વીજળી બેન, તમે અમને નકામાં ગણો છો, પણ પૃથ્વી પર અમે કેવાં મોટાં કામ કરીએ છીએ

તે સાંભળો. આકાશમાં વાદળાં દેખાય છે, તેમાંથી અમારો જન્મ થાય છે. ત્યાંથી જમીન, ડુંગર અને મેદાનોમાં ઉતરી આવીએ, ત્યારે અમને વરસાદ કહે છે. વરસાદ પડે છે કે તેનું થોડું પાણી જમીનમાં પચી જાય છે. કુવા ખોદી લોકો પાણી કાઢે છે, તે એજ પાણી છે. બાકીનું પાણી વહી જાય છે, તેના વહેળા ચાલે છે. વધારે વરસાદ પડે, ત્યારે હજારો વહેળા ચાલે છે. તે બધા ભેગા થઈ એક મોટો વહેળો બને છે. એવા ઘણા વહેળા એકઠા થઈ મોટા પ્રવાહ ચાલે છે, તેને નદી કહે છે. કેટલીક નદી નાની ને કેટલીક મોટી હોય છે. નદીઓ નિચાણ તરફ વહી સમુદ્રને મળે છે. અમારી શક્તિ જોવી હોય તો કોઈ નદીના ધોધ પાસે જઈ જુઓ. કઠણ ખડકોને અમે કોતરી કાઢીએ છીએ, અને મોટા પત્થરોને તોડી નાખીએ છીએ. પોચી જમીનના તો ભુકેભુકા ઉડાવી દઈએ છીએ. અમારા પ્રવાહમાં મોટાં ઝાડો કે જે કંઈ આવે તેને સપાટામાં ઘસડી જઈએ છીએ. અમે જમીનમાંથી પુષ્કળ માટી કોતરી લઈ જઈને સમુદ્રમાં નદીના મુખ આગળ ઠાલવીએ છીએ, ને ત્યાં બેટ બનાવીએ છીએ. એવા બેટ પર ખેતી સારી થાય છે.

વરસાદનું બધું પાણી નદી વાટે સમુદ્રમાં જતું નથી. કેટલુંક પાણી જમીનમાં મોટા ઉંડા ખાડા હોય તેમાં ભરાઈ રહે છે. એવા પાણીના મોટા ખાડા સરોવર કહેવાય છે. કોઈ વાર ડુંગરમાંથી નદી વહેતી હોય, તેના માર્ગમાં ભેખડો તૂટી પડવાથી ત્યાં સરોવર બની જાય છે. કોઈ સરોવરનું પાણી મીઠું, અને કોઈનું ખારૂં હોય છે. જે સરોવરનું પાણી બહાર

નદીમાં વહી જાય છે, તે મીઠું હોય છે. ગુજરાતમાં મીઠા પાણીનું સરોવર એકજ છે, તેને નખી તળાવ કહે છે. તે આબુના પહાડ પર છે. જે સરોવરનું પાણી બહાર જતું નથી, તે ખારૂં હોય છે. ધોળકા તાલુકાની પશ્ચિમે નળ નામે એક ખારા પાણીનું સરોવર છે. દરીઆનો કેટલોક ભાગ ઉંચો થઈ જવાથી એ બન્યું છે. પાણીના નાના ખાડાને તળાવ કહે છે. તળાવમાં પાણી થોડું પણ મીઠું હોય છે. તળાવ કરતાં સરોવર મોટું હોય છે. સરોવર કે તળાવનું મીઠું પાણી ખેતીના કામમાં આવે છે. તે માણસ અને ઢોરના પીવામાં પણ વપરાય છે.



૧–૨–નદીનો માર્ગ.

એટલું કહી તે ટીપાં બોલતાં બંધ થયાં. પેલી વીજળી તેમની હકીકત સાંભળી રાજી થઈ, ને ચમકારા કરતી કરતી ચાલી ગઈ.

છપ્પો.

સુંદર સરિતા જુઓ, ભરેલી નિર્મળ નીરે,
નાનાં મોટાં તરૂ, ઉગેલાં તેને તીરે,

રંગીત ચિત્રવિચિત્ર, માછલાં ગમ્મત કરતાં,
લીલું લીલું ઘાસ, પશુ કિનારે ચરતાં,
સુંદર શોભા સૌ નગરની, નદીથી નિશ્ચય જાણીએ,
નાવણ ધોવણ જળ પાનનું, મોટું સુખ પિછાણીએ.

ચમકારા—ઝળકારા.
ચિત્રવિચિત્ર—ભાત ભાતનાં.
ધોધ—ઉંચેથી નીચે પડતું પાણી.
નીર—પાણી.
પચી જાય છે—નીચે ઉતરી જાય છે.
ફરફર—બારીક ટીપાં; બુંદ.
શક્તિ—બળ.
સરિતા—નદી.

## पाठ ४१. दरीओ अने महासागर.



પીરમહંમદ નામનો એક ખલાસી આગબોટ પર નોકર હતો. તે દૂર દેશ ગયો હતો. તેને ઘેર પાછા આવવાનો વખત થયો હતો. શાહમહંમદ નામનો તેનો છોકરો તેને લેવાને એક દહાડો દરીઆ પર ગયો. દરીઆમાં માછલી જોઈ શાહમહંમદે

થોડા મમરા પાણીમાં નાખ્યા. તે ખાવા માછલી પાણી ઉપર આવી. શાહમહંમદે તેને પૂછ્યું, દરીઆ કેવડા મોટા ને ઉંડા છે, તે તું મને કહીશ?

**માછલી**—હા, દરીઆની કેટલીક વાત હું તમને કહું તે સાંભળો. દરીઓ કે સમુદ્ર ખારા પાણીનો બહોળો જથો છે. પૃથ્વી પર જેટલું પાણી છે, તેનો ઘણો ભાગ દરીઆમાં રહેલો છે. મોટા ઉંચા પર્વતો એમાં ડૂબી જાય, એટલો તે ઉંડો છે. મોટો સમુદ્ર મહાસાગર કહેવાય. નદીઓ જમીનમાંનો ખાર ખેંચી લાવી દરીઆમાં એકઠો કરે છે, તેથી તેનું પાણી ખારૂં છે.

**શાહમહંમદ**—નદીનું પાણી તો મીઠું હોય છે.

**માછલી**—નદીના પાણીમાં ખાર બહુ ઓછો હોય છે, તેથી તે ખારૂં લાગતું નથી. વળી તે પાણી સમુદ્રમાં વહી જાય છે, તેથી નદીને તળીએ ખાર પડી રહેતો નથી. સમુદ્રમાં નદીનું પાણી આવ્યા પછી સુરજના તાપે તે વરાળ થઈ ઊડી જાય છે, ને તેમાંનો ખાર નીચે પડ્યો રહે છે. લાખો વરસ થયાં એવી રીતે દરીઆને તળીએ ખાર એકઠો થયાં કરે છે, તેથી દરીઆનું પાણી ખારૂં છે. દરીઆના પાણીમાં ઘણી જાતનાં જનાવર રહે છે. નીચે ઝીણી રેતી ને કાદવ હોય છે. ભરતીઓટથી અને પવનથી તેમાં મોજાં બને છે. કોઈ કોઈ વાર પવનના તોફાનને લીધે એ મોજાં મોટાં ઘર જેવડાં ઉંચાં થાય છે. તે અમને ઘણે દૂર ખેંચી જઈ ખડક જોડે પછાડે છે. અમને તેની બહુ બીક લાગે છે.

**શાહમહંમદ**—સમુદ્રનું પાણી કોઈ વાર રાતું, ભુરૂં ને પીળું કેમ દેખાય છે?

**માછલી**—પાણીને તો કશો રંગ નથી. પણ દરીઆના પાણીમાં જુદા જુદા રંગની માટી અને વનસ્પતિ તણાઈ આવે છે તેને લીધે તે જુદા જુદા રંગનું દેખાય છે. એ પાણીમાં આકાશની છાયા પડે છે, તેથી પણ તેનો રંગ ભુરો હોય છે.

**શાહમહંમદ**—દરીઆમાં રેતી ક્યાંથી આવતી હશે?

**માછલી**—દરીઆનાં મોજાં કિનારા પર અથડાય છે, ને તેમાંથી નાના મોટા પથરા છુટા પાડે છે. એ પથરા ઉપર રાતદહાડો મોજાં પછડાય છે, તેથી તેના ગોળ ને સુંવાળા કાંકરા બને છે. એવા કાંકરા પણ મોજાં વડે એક બીજા જોડે ઘસાઈ ઘણે દહાડે તેની ઝીણી રેતી બને છે. જુઓ, પેલું કેવડું મોટું મોજું આવે છે! તે કેટલી બધી નાની મોટી માછલીઓ તાણી લાવે છે. મને એની બીક લાગે છે, માટે મને અહીંથી નાસી જવાની રજા આપો. એમ કહી તે ઉંડા પાણીમાં જતી રહી. કાંઠા પર કોડીઓ, છીપો, અને ગોળ ચળકતા કાંકરા હતા, તેમાંના થોડાક શાહમહંમદ વીણવા લાગ્યો. એટલામાં તેના બાપની બોટ આવતી જણાઈ. બાપદીકરો મળ્યા, અને ઘેર ગયા. બાપે મોટી છીપો, શંખ, કોડા, અને બીજી કેટલીક નવાઈની ચીજો આણી હતી. તે જોઈ શાહમહંમદ બહુ ખૂશ થયો. તે બોલ્યો, બાપા, તમારી પેઠે ખલાસીનો ધંધો કરવો મને ઘણો ગમે છે.

---

ખલાસી—વહાણ હંકારવાનો ધંધો કરનાર.

છાયા—પડછાયો.

અહોળો—ઘણો મોટો.

ભરતીઓટ—નદી, ખાડી કે દરીઆમાં પાણીનું ચઢવું ને ઉતરી જવું તે.

# पाठ ४२. दरीआ किनारो.



૧ ભૂશિર. ૨ ઉપસાગર. ૩ બેટ.

એક વાર ઉનાળામાં સાકરલાલ શેઠ હજીરે હવાફેર કરવા ગયા હતા. કનુ નામે તેમનો દીકરો પણ જોડે હતો. મછવામાં બેસી દરીઆમાં ફરવા જવાની તેમની મરજી થઈ, તેથી ગામમાંથી એક હોશિઆર ખલાસીને બોલાવી લાવવા માણસ મોકલ્યો. જીવણ નામે ખલાસીને તે લઈ આવ્યો, અને શેઠને કહ્યું, સાહેબ, આ માણસ નાનપણથી ખલાસીનો ધંધો કરે છે, તેથી એ ધંધામાં ઘણો હોશિઆર છે. એણે ઘણા દેશ જોયા છે. ભૂગોળનું એને સારૂં જ્ઞાન છે, તેથી ગામના લોકો એને જીવણ ટંડેલ કહે છે.

કનુ—જીવણ ટંડેલ, તમે ઘણા સમુદ્ર કિનારા જોયા છે, તો તે વિષે થોડી માહીતી મને આપશો? ભૂગોળવિદ્યાની ચોપડી વાંચવાથી મને પૂરતી સમજ પડતી નથી.

**ટંડેલ**—સાંભળો મારા નાના શેઠ. દરીઆ કાંઠાની જમીન પાણી તરફ ઢાળ પડતી હોય છે. કાંઠા પર કોઈ

ઠેકાણે ઝીણી રેતી, મગીઆ કાંકરી અને ચીકણો કાદવ ઠરેલો હોય છે. મોટી રેતી કાંઠા તરફ અને ઝીણી રેતી પાણી તરફ પડેલી જોવામાં આવે છે. ભરતીનું પાણી ફરી જવાથી કાંઠા પર નિશાન પડી રહે છે, તેથી સુકી અને ભીની રેતી જુદી દેખાય છે. નાનાં મોટાં મોજાં કિનારા પર અથડાય છે, તેથી મોટી ભેખડો તૂટી પડે છે. પોચી જમીન પહેલી તૂટી પડે છે. કોઈ કોઈ ઠેકાણે પોચી જમીન પરનાં શહેર અને ગામો દરીઆમાં ખેંચાઈ જાય છે. જે કિનારો ખડકવાળો હોય, ત્યાં ઓછું નુકસાન થાય, તોપણ તે ધીમે ધીમે કોતરાતો જાય છે. કોઈ ઠેકાણે વચ્ચે કઠણ ને આજુબાજુએ પોચી જમીન હોય છે. ત્યાં પોચી જમીન કોતરાઈ જઈ વચ્ચેની કઠણ જમીન સાંકડી અણીદાર લાંબી પટી જેવી રહી જાય છે, ને તેની ત્રણ બાજુએ પાણી ફરી વળે છે. જમીનની એવી લાંબી અણીને ભૂશિર કહે છે. એથી ઉલટું કોઈ ઠેકાણે સમુદ્રનો ફાંટો લાંબો થઈ જમીનમાં ધૂસે છે, તે અખાત કહેવાય છે. અખાત બહુ પહોળો થઈ જમીન તરફ ઘણો વધી જાય તેને ઉપસાગર કહે છે.

કોઈ ઠેકાણે ડુંગર અથવા કઠણ ખડકની આસપાસ પોચી જમીન હોય છે. તે સમુદ્રનાં મોજાંથી ધોવાઈ જાય છે, તેથી તે ડુંગર અથવા ખડકની ચારે બાજુએ પાણી ફરી વળે છે, એને બેટ કહે છે. જે બેટો થોડી મુદતથી થયા હોય, અને જેના પર પુષ્કળ રેતી હોય, તેના પર ખેતી થતી નથી. જે બેટ પર કાંપ બાઝે છે, તે પર ખેતી સારી થાય છે. કોઈ ઠેકાણે જમીનનો મોટો ભાગ સમુદ્રની અંદર વધી જાય છે. તેની ત્રણ બાજુએ અથવા તેથી પણ વધારે ભાગમાં પાણી ફરી

વળેલું હોય છે. એવા ભાગને દ્વીપકલ્પ કહે છે. કોઈ ઠેકાણે મોજાંથી કાદવકચરો એકઠો થાય છે, તેથી જમીન વધતી જાય છે. કોઈ ઠેકાણે મોજાં જોરથી અથડાય છે, તેથી જમીન તૂટી પડે છે. એવી ક્રિયા સમુદ્ર કિનારે હંમેશાં ચાલ્યાં કરે છે. તેથી કોઈ ઠેકાણે જમીન આગળ વધી આવે છે, અને કોઈ જગાએ ખાંચા પડે છે. એથી સમુદ્ર કિનારો વાંકો ચુંકો બને છે.

કોઈ ઠેકાણે પાણીનો સાંકડો નાનો ભાગ પાણીના બે મોટા ભાગને જોડે છે, તે સામુદ્રધુની કહેવાય છે. તે ઘણી પહોળી હોય તો ખાડી કહેવાય.

કાંપ—પાણીમાં ઘસડાઈ આવેલો કાદવકચરો.

ક્રિયા—કામ.

ટંડેલ—વહાણ ચલાવનારો મુખ્ય ખલાસી; સરંગ.

ભૂગોળ વિદ્યા—પૃથ્વીના ગોળા ઉપરની રચના સંબંધી જાણવાની વિદ્યા.

હજીરા—તાપી નદીના મુખ આગળ એ જગા છે.

## પાઠ ૪૩: ગામડાના કારીગરો.

એક દહાડો નારણદાસ શેઠ સુરતથી સરભોણ ગયા, ને ત્યાં એક દેશાઈને ઘેર ઉતર્યા. એ દેશાઈનું નામ ભીમભાઈ હતું.

જમતાં જમતાં તેઓ ગામડાના ધંધા વિષે વાત કરવા લાગ્યા. નારણદાસ શેઠે કહ્યું, કે ગામડાના લોકો પોતાનો ધંધો કેવી રીતે કરતા હશે, તે હું જોવા ઇચ્છું છું. ભીમભાઈએ

કહ્યું કે આપણે જમીને જરા આરામ લઈ ગામમાં ફરવા જઈશું, ત્યારે હું તમને વસવાયાંનું કામ નજરે બતાવીશ.



બપોરના ત્રણેક વાગે તેઓ બને ચાલ્યા, તો રસ્તામાં એક સુથારનું ઘર આવ્યું. તેમાં સુથાર ને તેના બે દીકરા કામ કરતા હતા. તેમને જોઈ ભીમભાઈએ કહ્યું, જુઓ શેઠ, આ સુથાર ગાડાના આરા બનાવે છે, અને તેના બે દીકરા ખેડુત માટે હળ તૈયાર કરે છે. જુઓ, આ લાકડું કેવું મજબુત છે! પેલો છોકરો વાંસલો ઘણા જોરથી મારે છે, તોપણ તેમાંથી છોડું સરખું પણ પડતું નથી. ગાડા તથા હળ માટે ઘણું કરીને બાવળનું લાકડું વપરાય છે; કેમકે તે ઘણું ચીકણું ને ટકાઉ છે. ત્યાંથી તેઓ આગળ ચાલ્યા, તો રસ્તામાં એક લુહારની દુકાન આવી. તેમાં એક મોટી ધમણ જોસબંધ

ચાલતી હતી. ભઠ્ઠીમાંથી તણખા ચોપાસ ઊડતા હતા. લુહાર લોઢાના રાતાચોળ કકડાની સાંકળ બનાવતો હતો.



તેઓ બહાર નીકળ્યા, અને જરા આગળ ચાલ્યા, તો ચોકમાં કેટલાંક છાણાં ગોળાકારમાં સળગાવેલાં દીઠાં. તેઓ ત્યાં ઉભા, એટલામાં પેલા લુહારે આવી તેમાંથી લોઢાની ધગધગતી વાટ કાઢી, ને પાસે પડેલા પૈડાની આસપાસ મૂકી. પછી તેના પર ટાઢુ પાણી રેડયું એટલે તે વાટ પૈડાને સજ્જડ ચોંટી ગઈ.

ત્યાંથી તેઓ કુંભારવાડામાં ગયા. ત્યાં એક કુંભાર ગોળ ફરતા ચાકડા ઉપર ચીકણી તથા નરમ માટીના લોંદા મૂકતો હતો, ને તેનાં જુદાં જુદાં વાસણ બનાવતો હતો. તેને જોઈ ભીમભાઈએ કહ્યું, કે આ કુંભાર ઘણાં સારાં વાસણ બનાવે છે. અહીંથી ફરતા દશ વીસ કોસમાં એના જેવાં વાસણ બનાવનાર બીજો એકે કુંભાર નથી. ત્યાંથી તેઓ ઝાંપે ગયા. ત્યાં ઢેડવાડામાં

એક ઢેડ સુતરના ફાળકામાંથી તાંતણા કાઢતો હતો, ને એક લાંબી લાકડી વતી તેનાં તાણાવાણા કરતો હતો. નારણદાસે પૂછ્યું કે આ ઢેડ શું વણે છે? ભીમભાઈએ કહ્યું કે એ ખાદી બનાવે છે. તેની જાજમ, ગોદડાંનાં ખોળીઆં વગેરે ઘણાં સારાં થાય છે. અમારા ગામના ઢેડા ખાદી સારી કરે છે.

આ પ્રમાણે વાત કરતા કરતા તે બંને જણા બીજે ઝાંપે થઈને ઘેર જતા હતા. રસ્તામાં કેટલાક રજપુતોને શણનાં દોરડાં બનાવતાં જોયા. તેમણે થોડાં દોરડાં તૈયાર કરેલાં હતાં તે જોઈ શેઠ ઘણા ખુશી થયા.

તાણાવાણા—વણવાની સાળપર જે ઉભા ને આડા દોરા રાખવામાં આવે છે તે.

ફાળકા—કામડીના જે ઘાટપર કાંતેલું સુતર વિંટાળવામાં આવે છે તે.

વસવાયાં—સુથાર, લુહાર વગેરે ગામની વસ્તીનું કામ કરનારા લોકો.

વાટ—લોઢાનો પાટો.

સજજડ—સખત.

## પાઠ ૪૪. ગામ અને શહેર.

એક દહાડો બપોરની છુટ્ટીના વખતમાં કેટલાક-છોકરા નિશાળ બહાર ખેલતા હતા. તેમાં ઘેલાભાઈ પણ હતો. તે નિશાળમાં આવ્યો, ત્યાં કેટલાક છોકરા નકશો જોતા હતા. ઘેલાભાઈએ કહ્યું, આખો દહાડો શું નકશો જો જો કરો છો, ચાલો બહાર ગિલ્લીદંડા રમીએ.

**લાલશંકર**—ઘેલાભાઈ, મારે તો અમદાવાદ સહેર અને તાલુકાનાં મોટાં ગામો નકશામાંથી જોવાં છે.

ઘેલાભાઇ—નકશામાંથી અમદાવાદ શહેર જોયે શો દહાડો વળવાનો છે? હું તો કાલે જઈ અમદાવાદ નજરે જોઈ આવ્યો છું.

લાલશંકર—ઘેલાભાઈ, અમદાવાદ આપણા ગામ જેવું ખરૂં કે? ઘેલાભાઈએ કહ્યું, ના રે ભાઈ, આપણા ગામમાં ને અમદાવાદમાં તો બહુ ફેર છે. સાંભળ, હું તને તે કહી બતાવું છું.

ઘેલાભાઇ—અમદાવાદ ઘણું મોટું છે. તેમાં હજારો ઘરો છે. કોઈ કોઈ ઘર તો ચાર પાંચ માળનાં છે. ત્યાં પત્થરનો એક મોટો કિલ્લો, દેવળો, ઘણા રોજા, મસીદો વગેરે છે. તેમાં પત્થર પર સારૂં કોતરકામ જોવામાં આવે છે. કિલ્લાના એક ભાગમાં ટપાલ ઓફિસ ને તેની પાસે માતાનું દેવળ છે. સામે એક મકાન છે, તેમાં પુષ્કળ ચોપડીઓ વાંચવાને સારૂ રાખેલી છે. એક રસ્તા ઉપર પત્થરના ત્રણ મોટા દરવાજા છે. અમદાવાદના મોટા રસ્તા પત્થરથી બાંધેલા, પહોળા ને ઘણુંકરીને સીધા છે. એ રસ્તા રોજ વળાય છે, તે પર પાણી છંટાય છે, અને રાત્રે દીવા પણ મુકાય છે. આપણા ગામમાં તો ૨૦૦–૨૫૦ ઘરો છે. તેમાંનાં કેટલાંક તો નાનાં અને નીચાં છે. પત્થરનું બાંધેલું તો એકે ઘર નથી. રસ્તા ધૂળવાળા અને વાંકા છે. તે પર પાણી છંટાતું નથી, અને તે વળાતા પણ નથી. એ રસ્તા પર દીવા મુકાતા નથી. અમદાવાદના રસ્તા પર હજારો માણસો અને ગાડીઘોડા આવજા કરે છે. આપણા ગામમાં તો થોડાં માણસો અને ગાડાં આવતાં જતાં માલુમ પડે છે. અમદાવાદમાં મોટાં બજાર છે, તેમાં ઘણી દુકાનો છે. તે દુકાનોમાં બધી જાતનાં લુગડાં, અનાજ,

શાકભાજી, સોનું, રૂપું વગેરે ધાતુનાં ઘરેણાં તથા વાસણો, કાચ અને લોઢાનો સામાનં, અને વાંચવાની ચોપડીઓ મળે છે. આપણા ગામમાં બજાર એકે નથી, તેથી મરી મસાલો, અને ખાંડ સાકર જેવી રોજના ખપની વસ્તુઓ પણ મળતી નથી. વળી અમદાવાદમાં મોટો વેપાર ચાલે છે, ઉંચી કારીગરીની ચીજો થાય છે, અને વરાળયંત્રથી સાંચાઓમાં કાપડ, દીવાસળી, મીણબત્તી, અને વાસણ વગેરે માલ થાય છે. આપણા ગામમાં તો ઘણા લોક ખેતી કરે છે, અને ખેતીમાં વપરાતાં થોડાંક ઓજારો કરનારા સિવાય બીજા કારીગર પણ નથી. વરાળયંત્રથી ચાલતો સંચો તો એકે નથી. આપણા ગામમાં આપણી આ એકજ નિશાળ છે. અમદાવાદમાં એવી ઘણી નિશાળો છે. તેમાં છોકરા પણ ઘણા હોય છે. અમદાવાદ અને આપણા ગામમાં આટલો બધો ફેર છે, તેથી તે શહેર કહેવાય છે અને આપણું તે ગામ કહેવાય.

---

કારીગરી—કીસબ; બનાવટ.
દહાડો વળવો—ફાયદો થવો.
રોજો—કબર ઉપર બાંધેલું મકાન.
વરાળયંત્ર—વરાળના જોરથી ચાલતો સંચો.

---

## પાઠ ૪૫. તાલુકાના અમલદાર અને તેમના નોકરો.

ગોમતીપુરના મુખી કુબેરદાસ એક દહાડો તાલુકે પોતાનો પગાર લેવા જવાને તૈયાર થયા. એટલામાં ગોકળ નામે તેમનો નાનો દીકરો તેમને ગાડી જોડતા જોઈ બોલ્યો, બાપા; હું તમારી જોડે ગાડીમાં બેસી અમદાવાદ આવીશ. બાપે

કહ્યું, ઠીક, ચાલ. બંને જણ તાલુકાની કચેરીમાં આવી પહોંચ્યા. ત્યાં એક માણસ ધોએલાં લુગડાં તથા બૂટમોજાં પહેરી ખુરસી પર બેસી ટેબલ પર લખતો હતો. મુખીએ તેને સલામ કરી એટલે તે બોલ્યા, તમારા ગામની તગાવી અને મહેસુલના રૂપીઆ તો વસુલ થયા છે, પણ ખેતરોની હદનાં નિશાન બરાબર નથી, એમ ફેરણી કારકુન કહેતા હતા. વળી તમારા ગામનો હવાડો દુરસ્ત કરાવતી વખતે તમે જોઈતા મજુરો પુરા પાડી શક્યા ન હતા, એમ ઓવરસીઅરનું કહેવું છે. નરોડાની ચોરીના માલની તજવીજ કરવા ફોજદાર તમારે ગામે આવ્યા, ત્યારે તમે ગામમાં હાજર ન હતા.

મુખી—મામલતદાર સાહેબ, ખેતરોની હદનાં નિશાનો તો ગઈ કાલ સુધીમાં પુરાં કરાવી લીધાં છે. ફોજદાર સાહેબ જે દહાડે ગામ પર આવ્યા, તે દહાડે મારામારીના એક મુકરદમામાં સાક્ષી આપવા અવલ કારકુન સાહેબે મને આ કચેરીમાં બોલાવ્યો હતો. નરોડાની ચોરી કરનારાઓને હમણાજ મેં જમાદાર સાહેબ આગળ રજુ કીધા છે. ઓવરસીઅર સાહેબને મેં પહેલે દહાડે ગામમાંથી મળ્યા તેટલા મજુર આપ્યા હતા. બીજે દહાડે ખૂટતા મજુર બીજે ગામથી લાવી આપ્યા હતા. આપનો હુકમ છે કે કોઇને હેરાન કરવો નહિ, તેથી મેં કોઈના પર સખતી કીધી ન હતી. હવાડો દુરસ્ત થઈ ગયો છે, માટે મારો પગાર આજે મળવો જોઈએ.

આ સાંભળી મામલતદાર સાહેબે પોતાની સામે એક માણસ અનાતનો પટો કમરે લપેટી ઉભો હતો, તેને કહ્યું, નાયક, તિજોરરને જઈને કહો કે આ મુખીને પગાર આપે.

નાયકે જઈને કહ્યું, એટલે તિજોરરે મુખીની રસીદ લખાવી, અને પાસે એક માણસ રૂપીઆની કોથળી લઈ બેઠો હતો તેને કહ્યું, શરાફ, કુબેરદાસ મુખીને રૂપીઆ ૩૫ ગણી આપો. પગાર લઈ કુબેરદાસ એક ઓરડામાં ગયા. ત્યાં કેટલાક કારકુનો કામ કરતા હતા. એક કારકુન વેચાણ, ગીરો વગેરે ખતો નોંધવાનું કામ કરતો હતો. એ ઓરડાની બહાર કેટલાક સિપાઈઓ ને હવાલદાર પટા પહેરી બેઠા હતા. ગોકળે તે બધાને જોયા. પછી તે તેના બાપ સાથે ઘર તરફ ચાલતો થયો.

રસ્તામાં એક છોબંધ ચોખ્ખુ મકાન આવ્યું. તેને દવાખાનું કહેતા હતા. ત્યાં બે ત્રણ માંદાં માણસો ખાટલા પર સૂતાં હતાં. એક માણસ તેને ઓસડ આપતો હતો. કુબેરદાસે તેને કહ્યું, દાક્તર સાહેબ, મને તાવ આવે છે તેનું ઓસડ આપો. એ મકાનના ઓટલા પર એક માણસ પોતાના હાથમાં લોઢાની ચળકતી છરી વડે નાનાં છોકરાંના હાથ કોચતો હતો. તેને કુબેરદાસે કહ્યું, દાક્તર સાહેબ, બધાં છોકરાંને શીતળા બરાબર ઊઠતા નથી, તે ઉપરથી શીતળા કાઢનાર દાક્તરે કહ્યું, આ વખતનો ચેપ સારો છે, તેથી સારા ઊઠશે. હવે મોડું થઈ ગયું હતું, તેથી બાપ દીકરો ઝડપથી ગાડી હાંકી ઘેર આવી પહોંચ્યા.

ચેપ—રસી.
દુરસ્ત કરવું—ભાંગેલું સમારવું.
મહેસુલ—જમીન ખેડવા બદલ સરકારને ભરવાના રૂપીઆ.
રસીદ—પાવતી; પહોંચ.
શીતળા—સૈયડ.
સખતી—જબરદસ્તી.
સાક્ષી—જુબાની.

## પાઠ ૪૬. પ્રાંત, જિલ્લો ને તાલુકો.

ઘણાં ગામડાં મળી એક તાલુકો થાય છે. ચોર્યાસી કે ઓરપાડ એ તાલુકા કહેવાય. પાંચ, છ કે તેથી પણ વધારે તાલુકા એકઠા થઈ જીલ્લો કહેવાય. અમદાવાદ કે પંચમહાલ એ જીલ્લા કહેવાય છે. એવા કેટલાક જીલ્લા મળીને એક વિભાગ કે પ્રાંત બને છે. તમારો જીલ્લો ઉત્તર વિભાગમાં ગણાય છે. ઉત્તર વિભાગનાં સરકારી કામકાજનો વહીવટ ચલાવનાર એક મુખ્ય અમલદાર છે. તેમે કમિશ્નર કહે છે. તેની કચેરી અમદાવાદમાં છે.

જીલ્લાને લગતાં ઘણાંખરાં સરકારી કામ કરનાર મુખ્ય અધિકારી કલેક્ટર કહેવાય છે. એમનાં ઘણાં કામો પર કમિશ્નર દેખરેખ રાખે છે. વળી કલેક્ટરના ઠરાવ ઉપર તે અરજી પણ સાંભળી શકે છે. જમીનનું મહેસુલ માફ કરવા અથવા મુલતવી રાખવા જેવાં અગત્યનાં કામો કમિશ્નર સરકારને લખીને કરે છે. આખા પ્રાંતના પોલિસખાતા પર દેખરેખ રાખવાનું કામ પણ તેનુંજ છે. પ્રાંતનાં બીજાં સરકારી ખાતાં પર પણ કમિશ્નરનો ઓછોવત્તો અધિકાર ચાલી શકે છે.

પ્રાંતને લગતાં બીજા સરકારી ખાતાંના કેટલાક બીજા અમલદારો પણ છે. કેળવણીખાતાના ઇન્સ્પેકટર, સુખાકારી ખાતાના ડેપ્યુટી કમિશ્નર અને બાંધકામખાતાના વડા ઈજનેર સાહેબ એ તેઓમાં મુખ્ય છે. કેળવણીખાતાના ઇન્સ્પેકટર આખા પ્રાંતની કેળવણી ઉપર દેખરેખ રાખે છે, અને કેળવણીના સુધારા અને વધારા માટે ઉપાયો કરે છે. જીલ્લાના કેળવણીખાતાના ડેપ્યુટી ઇન્સ્પેકટરનાં કામો ઉપર તેઓ દેખરેખ

રાખે છે, અને તેના ઠરાવ ઉપર તેઓ અરજી સાંભળે છે. સુખાકારી ખાતાના ડેપ્યુટી કમિશ્નર આખા પ્રાંતની સુખાકારી જાળવવાના ઉપાયો લે છે. તેઓ જીલ્લાના સુખાકારી ખાતાના ઇન્સ્પેકટરોના ઉપરી છે, અને તેઓનાં કામ તપાસે છે. જીલ્લાનાં સરકારી મકાનો, જાહેર રસ્તા વગેરે બાંધવાનું કામ જીલ્લાના ઈંજિનેર કરે છે. તેના કામ પર નજર રાખનાર એક અમલદાર છે, તેને પ્રાંતના વડા ઈંજિનેર કહે છે.

તાલુકાનો મુખ્ય વહીવટ મામલતદાર કરે છે. તાલુકામાં રસ્તો બાંધવો, કોઈ ગામે નિશાળ ઉઘાડવી કે બંધ કરવી, એવાં કેટલાંક કામ એક સભા કરે છે, તેને તાલુકા બોર્ડ કહે છે. એ સભામાં મામલતદાર મુખ્ય ભાગ લે છે. મામલતદારનો ઉપરી જીલ્લાનો કલેક્ટર હોય છે. તે કેટલાંક કામો જીલ્લા બોર્ડની સંમતિ લઈ કરે છે. તાલુકાના લેણદેણ સંબંધી કામકાજ મુન્સફ નામે અધિકારી કરે છે. તેને માથે જીલ્લાના જડજ સાહેબ છે, તે તેના ઠરાવ ઉપર અરજી સાંભળે છે. તાલુકાના પોલિસખાતાનો મુખ્ય અમલદાર તે ફોજદાર કહેવાય છે. જીલ્લાના પોલિસખાતાનો એક ઉપરી અમલદાર છે, તેના તાબામાં રહીને તે કામકાજ કરે છે. તાલુકાના દવાખાનામાં દાક્તર હોય છે, તેનો ઉપરી જીલ્લાના મોટા દવાખાનાનો દાક્તર છે.

મુલતવી રાખવું—થોડા વખત સુધી નહિ વસુલ કરવું તે. સુખાકારી—આરોગ્યતા
સંમતિ—મંજુરી.
વહીવટ—કારભાર.

# પાઠ ૪૭. જિલ્લાના અધિકારીઓ અને તેમના કામકાજ.

મણીબાએ એક દહાડો પોતાના દીકરા શાંતિલાલને પૂછ્યું, ભાઈ, તું આજે નિશાળેથી મોડો કેમ આવ્યો? શાંતિલાલ બોલ્યો, બા, આજે આ જીલ્લાના ડેપ્યુટી સાહેબ નિશાળની પરીક્ષા લેવા આવ્યા હતા. તેમની જોડે એક ગોરા સાહેબ પણ હતા. થોડી વારે મુખી અને બીજા દશ બાર માણસો તે સાહેબને એક લખેલો કાગળ આપવા આવ્યા. તે જોવા હું ઉભો તેથી મોડું થયું.

**મણીબા**—તેં ત્યાં શું જોયું?

**શાંતિલાલ**—મુખી સાહેબને અરજી આપવા ગયા. સાહેબે કહ્યું, એમાં શી બીના છે તે કહો. મુખી બોલ્યા, નદીની રેલના પાણીથી અમારા ગામની ખેતીને નુકસાન થાય છે, માટે તેનો કાંઠો ઉંચો ચણાવવાની જરૂર છે. તીડોએ આ વરસે પાકને નુકસાન કીધું છે, માટે મહેસુલ માફ કરવાની મહેરબાની કરશો. વળી પાસેના સરકારી જંગલમાંથી અમને દાતણ પણ કાપવા દેતા નથી. એ જંગલમાંથી વાઘ ગામમાં આવી ઢોરને મારી નાખે છે, તેથી બંદુકો રાખવાની અમને પરવાનગી આપશોજી. આપના જેવા દયાળુ કલેકટર સાહેબને હાથે અમારી હરકતો દૂર થવા આશા રાખીએ છીએ.

**મણીબા**—પછી કલેકટર સાહેબે શો જવાબ દીધો?

**શાંતિલાલ**—કલેકટર સાહેબે કહ્યું, નદીના કાંઠા વિષે હું જીલ્લાના ઈજનેર સાહેબને લખી તપાસ કરીશ. તીડોએ

કરેલા નુકસાનની તજવીજ મામલતદાર સાહેબ મારફતે ચાલે છે: દાતણ કાપવા દેવા હું જંગલખાતાના સાહેબને ભલામણ કરીશ. હથિઆર રાખવાની છૂટ મળશે કે કેમ, તે હું હાલ કહી શકતો નથી. પછી કલેકટર સાહેબ ઘોડે બેસીને ગયા. ડેપ્યુટી સાહેબ કન્યાશાળાની પરીક્ષા લેવા ગયા. હું ઘેર આવતો હતો, એટલામાં મોટા ભાઈ સુરતથી આવતા રસ્તામાં મળ્યા. તે નોકરી શોધવા ગયા હતા. મેં તેમને પૂછ્યું, કેમ મોટા ભાઈ, તમને નોંકરી મળી કે?

તે બોલ્યા; હા ભાઈ. હું પ્રથમ પોલિસના ઉપરી સાહેબ પાસે ગયો. તેમણે મને આખા જીલ્લાની છાની ખબરો લાવવા રાખ્યો. એક દહાડો તેમણે મને મોટા દવાખાનાના ગોરા સાહેબ પાસે મોકલ્યો. તે દાક્તર સાહેબે મારૂં શરીર તપાસી રજા આપી. બીજે દહાડે હું નોકરી પર ગયો, ત્યારે મારા સાહેબે કહ્યું, જીલ્લાના ગોરા દાક્તર સાહેબે તમારૂં શરીર પોલિસની નોકરીને નાલાયક લખી જણાવ્યું છે. માટે તમને આ ખાતામાં નોકરી મળશે નહિ. હું ત્યાંથી નિરાશ થઈ મારા એક મિત્ર પાસે ગયો. તે જીલ્લાના જડજ સાહેબની કોરટમાં કારકુન હતો. કોરટમાં હું ગયો, તે વખતે જડજ સાહેબ ખૂનનો મુકરદમો ચુકવતા હતા. મારો મિત્ર તેમની પાસે નીચે બેસી જુબાની લખતો હતો, તેથી હું બહાર બેઠો. તે મુકરદમો પુરો થયા પછી જડજ સાહેબ લેણદેણની અરજીઓ સાંભળવા લાગ્યા. ત્યાર પછી નીચલી કોરટે કરેલા ચુકાદા સામે એક અરજી હતી તે સાંભળી. મારા મિત્રે મને એક અરજી કરી આપી. તે મેં સાહેબને આપી. સાહેબે

મને કહ્યું, કે તમને વલસાડના મુન્સફ સાહેબની કચેરીમાં રૂપીઆ બારના પગારથી કારકુન નીમ્યા છે. હું સાહેબને સલામ કરી ઘેર આવ્યો. કાલે વલસાડ જઈશ.

નાલાયક—નહિ ચાલે એવો. પરવાનગી—રજા.
નિરાશ—નાઉમેદ.

# ત્રીજી ચોપડી.—ભાગ ૩

## પાઠ ૪૮. પાણી અને તેનો ઉપયોગ.

**હરિલાલ**—બાપા, આજે અમારા શિક્ષકે પાણી વિષે ઘણી મજાની વાતો સમજાવી.

**બાપ**—શું કહે છે, હરિ! તેણે તમને પાણી વિષે કંઈ શીખવ્યું? શું શીખ્યો તે બોલ જોઈએ.

**હરિ**—વરસાદ વરસે ત્યારે રસ્તાઓ તથા ખેતરો ખોદાય છે, તથા તેમાં ચીરા અથવા ફાટ પડે છે. ઉંચી જગાએથી પાણી નીચી જગાએ વહે છે, તે પણ આપણે જાણીએ છીએ. વળી ડુંગરો પર ઘણો વરસાદ પડે છે, ત્યારે તેનું પાણી નાળાંઓમાં થઈને 'નદીમાં આવે છે.

**બાપ**—ત્યારે નદીઓનાં મૂળ પર્વતમાં ઉંચે હોવાં જોઈએ. ઠીક, આગળ કહે.

**હરિ**—પર્વતો અને ડુંગરાઓ વરસાદના પાણીથી ધોવાય છે, એટલે ઉપલી સપાટી પરની માટી, કાંકરા, વગેરે પાણી સાથે ભળીને નદીમાં ઘસડાઈ આવે છે. એથી ચોમાસામાં નદીનું પાણી ડહોળું થાય છે, ને નદી પણ ચિકાર ભરેલી રહે

છે. પાણી ઉતરે છે ત્યારે કિનારે ચગું ઠરે છે. એથી કરીને નદીના કિનારાની જમીન નંરમ અને પાકને માટે ઘણી સારી થાય છે. કેટલોક કાદવ નદી વાટે દરીઆમાં પણ તણાઈ જાય છે.

બાપ—એ સિવાય બીજું કંઈ જાણે છે?

હરિ—હા. વરસાદનું પાણી જમીનમાં ઉતરે છે, ને તેથી આપણે કુવા ખોદાવીએ તો તેમાં ઝરણ ફૂટતાં જણાય છે.

બાપ—પાણીને ઘણી ઠંડી લાગે છે, ત્યારે તેનું શું થાય છે?

હરિ—ઘંણી ઠંડીથી પાણી બંધાઈને ઘણુંજ ઠંડું તથા સખત બને છે, ત્યારે તે બરફ કહેવાય છે. કોઈ કોઈ વખતે વરસાદનાં ફોરાં વાદળાંમાંથી પડતાં ઠરી જઈ બહુ કઠણ બને છે, ને કાંકરા માફક નીચે પડે છે. આપણે તેને કરાં કહીએ છીએ. ઠંડા મુલકમાં સરોવરનાં તથા નદીઓનાં પાણી થીજીને બરફ થાય છે. માણસ, ઢોર, ગાડી વગેરે તેના પર ચાલી શકે છે. તે મુલકોમાં ઘણી વાર એવું બને છે, કે વરસાદ કરાંની માફક એકદમ ઘટ અને કઠણ થવાને બદલે ધીમે ધીમે બંધાતો જાય છે. તે પુરેપુરો કઠણ થતા પહેલાં તેની રૂ જેવી સફેદ અને પોચી કરચો નીચે પડે છે. એનાથી જમીન તથા ઝાડ છવાઈ રહીને સઘળું ધોળું ધોળું દેખાય છે. એવું થાય છે, ત્યારે હિમ પડ્યું કહેવાય છે.

બાપ—વાસણમાં પાણી ઉકળતું તો તું રોજ જુએ છે. પાણી ઉકળે છે ત્યારે શું થાય છે, તે વિષે તું કંઈ જાણે છે?

હરિ—પાણીને ઘણું ઉકાળીએ તો તે પાતળું થાય છે, ને તેની બાફ થઈ હવામાં ઊડી જાય છે, એને વરાળ કહે છે. સૂર્યનાં કિરણો વડે પૃથ્વી પરનું પાણી ગરમ થઈને વરાળ રૂપે

આકાશમાં ચઢે છે. પછી એનાં વાદળાં બંધાય છે, ને તેમાંથી વરસાદ વરસે છે. કોઈ વાર વરાળ ઠરી જાય છે, ને તેના પાણીનાં ટીપાં બંધાઈ ઘાસ કે ઝાડનાં પાંદડાં પર જોવામાં આવે છે. તેને ઝાકળ કહે છે.

બાપ—આ તો આપણે વાદળાં સુધી આવી પહોંચ્યા. હવે અહીં અટકીએ તો ઠીક.

---

ચગું—રેલથી ઘસડાઈ આવીને ઠરી રહેલી માટી; ઝાંપ.

ચિકાર—બેઉ કાંઠે ભરપુર.

ડહોળું—કાદવવાળું.

---

## पाठ ४९. देवता.

**શિક્ષક**—બોલો છોકરા, દીવો, દેવતા અથવા હરકોઈ વસ્તુ સળગતી રહેવાને શેની જરૂર છે?

**રામલાલ**—કશાની જરૂર હોય એમ લાગતું નથી. ઘણું થાય તો લાકડું અથવા અંગારા હોલવાઈ જતા હોય, ત્યારે તેને ફરી ચેતાવવાને ફુંકણીએ કે મોંએ ફૂંકીએ, અથવા પંખેથી વા નાખીએ. દીવાને તો વાની પણ જરૂર નથી.

**શિક્ષક**—વા એટલે શું?

**રામલાલ**—વા એ હવાજ છે. હવા ગતિમાં હોય, ત્યારે વા કે પવન વાય છે, એમ કહીએ છીએ.

**શિક્ષક**—ત્યારે સમજો કે દરેક ચીજને સળગવાને અથવા સળગતી રહેવાને હવાની જરૂર છે.

**રામલાલ**—દીવો સળગાવવામે આપણે ફૂંક મારતા નથી. ફૂંકીએ તો તે સળગવાને બદલે હોલવાઈ જાય છે; માટે દીવાને હવાની જરૂર છે એમ કેમ મનાય?

**શિક્ષક**—હું તમને હમણા બતાવું તો કેમ? જુઓ, આ મીણબત્તીના દીવાના ગોળા ઉપર ઢાંકણું ઢાંકું છું, ને બાજુનાં કાણાં રૂમાલે બંધ કરૂં છું. દીવો હોલવાઈ જાય છે, ખરૂં? એજ પ્રમાણે કાચની બરણીમાં મીણબત્તીનો દીવો મૂકું છું, અને બરણીનું મોઢું બંધ કરૂં છું. જુઓ, એ પણ હોલવાઈ જાય છે. લો, એ તો થોડી વાર પણ ન બળ્યો. ત્યારે કહો, દીવો થોડી વાર સળગતો રહ્યા પછી શા માટે હોલવાઈ ગયો?

**મોતીલાલ**—ગોળામાં તથા બરણીમાં થોડી હવા હતી, તે દીવાએ બળવામાં લઈ લીધી. તે થઈ રહી અને બીજી તાજી હવા આવવાનો રસ્તો ન હતો, તેથી તે હોલવાઈ ગયો. એજ કારણથી સગડી છાંટવાને બદલે અંગારા ભોંય પર ઠાલવી ઉપર વાસણ ઢાંકીએ, એટલે તે ઠરી જાય છે.

**શિક્ષક**—શાબાશ, ઠીક જવાબ દીધો. મોતીલાલ, તું સમજે છે ખરો. આપણને કોઈ પેટીમાં પૂરી દે તો ગુંગળાઈ જઈએ, અને વખતે મરણ પણ પામીએ. જેમ હવા વગર આપણે જીવી શકતા નથી, તેમ તે વગર દીવોદેવતા બળી શકતા નથી. ચીજોના બળવા બળવામાં પણ ફેર છે. મીણ-બત્તી જેવી કેટલીક વસ્તુઓ બળે છે, ત્યારે તેમાંથી જોત નીકળે છે. બીજી કેટલીક વસ્તુઓ એવી છે, કે તે તપીને લાલચોળ થાય છે, તોપણ તેમાંથી જોત નીકળતી નથી; જેમકે લોઢું, કોયલા વગેરે. ત્યારે કહો, દીવો તથા દેવતા શા કામના છે?

**રામલાલ**—દીવાથી બધે અજવાળું પડે છે. તે ન પડતું હોત, તો રાતે અંધારામાંજ રહેવું પડત.

**અલી**—દેવતા રાંધવાને, પાણી ઉનું કરવાને તથા ટાઢમાં તાપવાને જોઈએ છે.

**શિક્ષક**—એ સિવાય વરાળયંત્રો, રૂના સાંચાઓ વગેરે દેવતા વિના ચાલેજ નહિ. વારૂ, લોકો દેવતા શી રીતે પાડતા હશે?

**રામલાલ**—દીવાસળી સળગાવીને.

**શિક્ષક**—દીવાસળી તો આજે થઈ છે. પણ તે થયા પહેલાં લોકો શું કરતા હશે ?

**રામલાલ**—ખેડુતો આજે પણ ચલમ કે બીડી પીવાને ચકમક સાથે લોઢાનો કકડો ઘસીને દેવતા પાડે છે. પહેલાં એ રીતે દેવતા પાડતા હશે.

**શિક્ષક**—ખરી વાત. વળી લોકો લાકડાના કકડા એક બીજા સાથે ઘસીને પણ દેવતા પાડતા. એ પ્રમાણે કોઈ કોઈ વેળા જંગલમાં દેવતા સળગે છે. ત્યાં પવનના સપાટાને લીધે ઝાડની ડાળીઓ એક એક સાથે ઘસાઈને સળગી ઊઠે છે, અને દવ લાગે છે.

---

ચકમક—એ નામનો પત્થર. ફુંકણી—વાંસની ભુંગળી.
જોત— બળતું; ભડકો.

## પાઠ ૫૦. મીઠું.

ગોવિંદ કરીને એક છોકરો હતો. તેને ખાંડ બહુ ભાવતી હતી. તે મિઠાઈ ખાતાં કોઈ દિવસ કંટાળતો ન હતો. એક દિવસ તેના બાપે કહ્યું, અલ્યા ગોવિંદ, તું દરરોજ ખાંડ પુષ્કળ ખાય છે, ખરૂં? તને ખાંડને બદલે મીઠું ખાવા આપું, તો તું તે ખાઈ શકે ખરો કે?

**ગોવિંદ**—મીઠું બાપા ! ના, ના; મીઠું ખવાયજ કેમ? મને ભાવતું નથી. એ તો ખારૂં લાગે.

બાપ—એ તો મારી ખાતરી છે, કે એકલું મીઠું તું ખાઈ શકે નહિ, અને તને ભાવે પણ નહિ. પણ જરા વિચારી જો ને કહે, કે તું રોજ ખોરાકમાં મીઠું ખાય છે કે નહિ?

ગોવિંદ—દાળ મોળી લાગે છે, ત્યારે મીઠામાં આંગળી બોળું છું. શાક, કઢી વગેરે બીજી જણસોમાં બધા મીઠું નાખે છે. મીઠા વિનાની રસોઈ બેસ્વાદ લાગે, ને તેથી તે ખાવી ભાવે નહિ.

બાપ—ઠીક, ત્યારે તને મીઠા વિના ચાલે ખરૂં કે?

ગોવિંદ—ના. એક દિવસ પણ ન ચાલે.

બાપ—રાજા કે રંક સઘળા માણસોને મીઠાનો ખપ છે. ચપટી ખાંડ વિના છ છ મહીના સુધી રહી શકે એવા માણસો તને મળી આવશે, પણ મીઠા વિના તે લોકો એક દિવસ પણ રહી શકતા નહિ હોય. માણસોની માફક જાનવરોને પણ મીઠાની જરૂર છે. તેથી દરરોજ ઢોરને થોડું થોડું મીઠું ખવાડવામાં આવે છે. મીઠું લોહીને સ્વચ્છ કરે છે, ને તેથી શરીર આરોગ્ય રહે છે. ખોરાકમાં મીઠું નાખવા ઉપરાંત તેનો બીજો શો ઉપયોગ કરે છે, તે તું જાણે છે ગોવિંદ?

ગોવિંદ—હા બાપા. મીઠું નાખ્યાંથી વસ્તુ બગડતી અટકે છે. કેરીનાં તથા બીજાં અથાણાંમાં તથા ખારીઆમાં લોકો મીઠું નાખે છે. એથી તેમાં જીવ પડતા નથી, ને તે ઘણા દહાડા સુધી તાજાં જેવાં રહે છે. એજ કારણથી અંગ્રેજ લોક માખણમાં મીઠું ભેળે છે.

બાપ—ખરી વાત. વારૂ, મીઠું ક્યાંથી આવે છે, તે તું જાણે છે?

ગોવિંદ—બાપા, દરીઆ ખારો છે, એવું મહેતાજીએ અમને શીખવ્યું છે, તેથી હું ધારૂં છું કે લોકો દરીઆમાંથી મીઠું કાઢતા હશે; પણ તે કેવી રીતે કાઢતા હશે તે હું જાણતો નથી.



મીઠાના અગર.

બાપ—દરીઆ કિનારે ઘુંટણ સમાન ઉંડા ખાડા ખોદે છે. એ ખાડાને 'મીઠાના અગર કહે છે. મોટા જુઆળે તેમાં પાણી ભરાય છે. પછી એ પાણી સુકાઈ જાય છે, ત્યારે ખાડામાં ચળકતા મીઠાની કણી બાઝી રહે છે. કણી સાંભરી લઈને તેના ઢગલા કરે છે. કોઈ કોઈ ઠેકાણે જમીન ઉપર મીઠાનો ખાર ઘણો તરી આવે છે. ત્યાં મીઠું પાણી મળવું મુશકેલ પડે છે. આવી જગામાં પણ લોકો મીઠું પકવે છે. આપણા ગુજરાતમાં ધરાસણા તથા 'ખારાઘોડામાં મીઠું પકવે છે.

વળી આપણા દેશમાં પંજાબ, કરીને એક પ્રાંત છે, તેમાં સિંધવ નામના મીઠાની ખાણો છે. તેમાંથી દર વરસે જથાબંધ મીઠું નીકળે છે, ને દેશાવર ચઢે છે.

આરોગ્ય—તંદુરસ્ત. બેસ્વાદ—સ્વાદ વગરનું
જુઆળ—ભરતી. સાંભરી લઈને—એકઠી કરીને.

## पाठ ५१. गंधक.



ગંધક.

હીંમતરામ નામનો એક માણસ દીવાસળીના કારખાનામાં નોકર રહેલો હતો. એક દહાડો તે કારખાનેથી ગંધકના થોડા કકડા ઘેર લાવ્યો. તે જોઈ તેના નાના દીકરાએ પૂછ્યું, બાપા, આ કકડા શાના હશે? બાપે કહ્યું, બેટા, એ તો ગંધકના કકડા છે. ગંધક કેવો હોય છે, તે તમને દેખાડવાની મતલબથી હું ખાસ લાવ્યો છું. લો. આ કકડો, ને તેને વાળી જુઓ. તનુએ કકડો હાથમાં લીધો ને

વાળવા ગયો, એટલામાં તે ભાંગી ગયો. એથી તે બોલી ઊઠ્યો કે બાપા, એ તો કાચ જેવો બરડ જણાય છે.

હીંમતરામે બીજો કકડો લીધો, ને તે પર હથોડી મારી એટલે તેના ચુરેચુરા થઈ ગયા. તેમાંનો એક કકડો પાસે પાણીથી ભરેલું પ્યાલું હતું, તેમાં ઊડીને પડ્યો. આ તેની નાની દીકરી ચંપાએ જોયું. તેણે જાણ્યું કે ખાંડની માફક તે ઓગળી જશે, તેથી તે જોવાને પ્યાલા પાસે ગઈ, પણ તે ઓગળેલો માલમ પડ્યો નહિ. ત્યારે તેણે લાકડીએ પાણી ખૂબ હલાવ્યું, પણ બધી મહેનત નકામી ગઈ. એ ઉપરથી હીંમતરામે તેને કહ્યું કે ઉભી રહે બેન, તું ખાલી મહેનત ન કર. તું ગમે તેટલું હલાવશે, પણ એ કકડો ઓગળવાનો નથી.

પછી તેણે ચિનાઈ પ્યાલામાં બીજો કકડો નાખી તેની હેઠળ દીવો સળગાવ્યો, ને તેમાં શું બને છે તે જોવા છોકરાંઓને કહ્યું. કકડો પીગળીને તેનો રસ થયો. તે રંગે રતાશ પડતો હતો. હવે તે રસ તેણે બીજા પાણીવાળા પ્યાલામાં રેડ્યો, એટલે તે બંધાઈ ગયો. પછી ગંધકને પ્યાલામાંથી બહાર કાઢી લઈને તેણે છોકરાંઓને બતાવીને કહ્યું,- જુઓ એ કેવો પોચો પડ્યો છે! હવે તેનો જેવો ઘાટ બનાવવો હશે તેવો બનશે.

થોડોક રસ ચિનાઈ પ્યાલામાં રહી ગયો હતો, ને પાછો તદ્દન ઘટ્ટ ને પીળો થઈ ગએલો દેખાયો. ચંપા તેનું કારણ બાપને પૂછવા લાગી. હીંમતરામે કહ્યું કે પીગળેલા ગંધકને પાછો ઠરવા દઈએ, તો તે મૂળ રંગ પકડે છે.

પછી હીંમતરામે ફરીથી ચિનાઈ પ્યાલાને દીવાની આંચ આપી, એટલે ગંધક પીગળ્યો, ને થોડી વારમાં તે ઝાંખો પડી

ગયો. તેણે પ્યાલું દીવા ઉપર જરા વધારે વાર ધરી રાખ્યું, એટલે તેમાંથી લિલાશ પડતો રાતો ધુમાડો નીકળવા માંડ્યો. પછી ધુમાડો એકદમ સળગી ઊઠ્યો, ને ભડકાનો રંગ આસમાની જણાયો. આ જોઈ છોકરાંઓ ઘણું વિસ્મય પામ્યાં, ને તનુ વિચારમાં પડ્યો. તેણે ધીમે રહીને પૂછ્યું, કે દીવાસળીને છેડે થોડો પીળો પદાર્થ હોય છે, તે શું ગંધક હશે? એ શા વાસ્તે તેના પર ચોપડવામાં આવતો હશે? હીંમતરામે કહ્યું કે હા, એ ગંધક છે. તે કેટલી ઝડપથી સળગી ઊઠે છે, તે તેં હમણાજ જોયું. દીવાસળી ઝટ સળગે તે સારૂ તેના પર તે લગાડવામાં આવે છે.

આ પ્રમાણે વાત ચાલતી હતી, એવામાં ચંપાએ દીવાસળીની પેટી ત્યાં પડી હતી, તેમાંથી એક દીવાસળી કાઢીને સળગાવી. એટલે હીંમતરામે ધીમે રહીને તેના માથાના ગજરામાંથી એક ફૂલ ચૂંટી લીધું, ને દીવાસળીની ઝાળ ઉપર ધર્યું. ફૂલનો રંગ ઊડવા લાગ્યો, ને જરા વારમાં તે તદ્દન ઝાંખું પડી ગયું. ચંપાને આ ગમ્યું નહિ તેથી તે બોલી, એ શું કરો છો બાપા? મારૂં ફૂલ શા માટે બગાડો છો? તનુએ પણ પૂછ્યું, ફૂલનો રંગ કેમ ઊડી ગયો? હીંમતરામે જવાબ આપ્યો, કે ગંધકમાં રંગ ઉડાવી દેવાનો ખાસ ગુણ છે. ઊન, રેશમ ને કાગળનો રંગ પણ તે એમજ ઉડાવી દે છે.

---

| | |
|---|---|
| મતલબ—ઇચ્છા. | વિસ્મય—આશ્ચર્ય. |

---

# પાઠ ૫૨. પહેલદાર વસ્તુઓ.

રામશંકર મહેતાજીને રોજ રોજ નવું નવું ભણાવવાનો બહુ શોખ હતો. એક દહાડો તેઓ પોતાની સાથે કેટલોક

સામાન લઈ વર્ગમાં આવ્યા. તેમણે કાચ, મીઠું, ગંધક, બરફ, પતરી સાકર વગેરે મેજ પર ગોઠવ્યાં.

મોતી નામે એક છોકરાને બોલાવી તેમણે કહ્યું, ભાઈ, આ કાચને પેલા ખુણામાં અફાળી ભાંગી નાખ. પછી તેના કકડા થાય, તે તપાસીને કહે કે કેવા છે? સંભાળજે, કકડા તને વાગે નહિ.



સાકરના પહેલદાર કકડા.

મોતીએ કાચ ભાંગ્યો ને કકડા તપાસી બોલ્યો, સાહેબ, આ કકડા જુદા જુદા ઘાટના છે. કોઈ એક કકડો બીજાને મળતો આવતો નથી. દરેક કકડાની ભાંગેલી કોરો વાંકીચુંકી ખરબચડી પણ ઝીણી ધારવાળી છે. તે આંગળીને કાપી નાખે એવી છે.

પછી મહેતાજીએ ફટકડી આપી મોતી પાસે તેના કકડા કરાવ્યા. તે કકડા જોઈ મોતી બોલ્યો, આ કકડા પેલા કાચના કકડાથી જુદી જાતના છે. દરેક કકડાનો ઘાટ સરખો છે. દરેકને ચાર લીસી ને ચળકતી બાજુઓ છે. તેની કોરો સીધી ને જાડી ધારવાળી છે.

**મહેતાજી**—એજ પ્રમાણે આ બરફ, મીઠું, ગંધક ને સાકરને ભાંગીએ, તો તે દરેકમાંથી એક સરખા ઘાટના

કકડા પડશે. કોઈ કોઈના કકડાને તો છ બાજુઓ માલમ પડશે. એવી બાજુઓને પહેલ કે પાસા કહે છે. જે વસ્તુને ભાંગવાથી એવા પહેલવાળા કકડા પડે, તેને પહેલદાર કે પાસાદાર વસ્તુ કહે છે.

હસન નામે એક છોકરો બોલી ઊઠયો. સાહેબ, એક દહાડો એક રાજા સાહેબને મેં આપણા શહેરમાંથી જતા જોયા હતા. તેમણે ગળામાં હાર પહેરેલો હતો, તેમાં પહેલદાર ચીજો ઘણી હતી. કોઈ ધોળી, કોંઈ લાલ ને કોઈ લીલી હતી. તે ચીજો શી હશે?

મહેતાજી—રાજાઓના હારમાં પાસાદાર હીરા, માણેક ને લીલમ હોય છે. તે એક જાતના કોયલા કે પથરા છે, ને ઘણા કીંમતી હોય છે. હીરાનો રંગ ધોળો, માણેકનો લાલ ને લીલમનો લીલો હોય છે.

મગન નામે એક છોકરો પરગામથી આવ્યો હતો તે બોલ્યો, ગુરૂજી, અમારા ખંભાતના નજીકમાં પહેલવાળા રંગદાર પત્થર ઘણા જડે છે. તેને અકીકના પત્થર કહે છે. મારૂં મોસાળ નાદોદમાં છે. ત્યાં જતાં રતનપુર નામે ગામ આવે છે. તે ગામ આગળથી પણ અકીકના પત્થર ભોંય કે ખડકમાંથી જડે છે સાહેબ, બધી પહેલદાર વસ્તુઓ ભોંય કે ખડકમાંથી મળતી હશે?

મહેતાજી—એમ કેમ કહેવાય? હીરા, માણેક વગેરે ઝવેરાત, બીજા પહેલદાર પત્થર, ગંધક, ફટકડી, એ ચીજો ભોંય કે ખડકમાંથી નીકળે છે. પણ મીઠું, બરફ, સાકર, એવી ચીજો તો માણસ કરી શકે છે.

**હસન**—સાહેબ, ઝુંમરના લોલકને પાસા હોય છે, તો તે પહેલદાર વસ્તુ કહેવાય ખરી કે?

**મહેતાજી**—ન કહેવાય. તમારે યાદ રાખવું કે દરેક પહેલદાર વસ્તુ એક સરખા ઘાટના પાસાદાર કકડાની બનેલી હોય છે. તેને ભાંગવાથી જે કકડા પડે, તે બધા એક સરખા પહેલદાર હોય છે. લોલકને ભાંગવાથી પહેલદાર કકડા ન પડે. તેને તો માત્ર બહારથીજ પાસા પાડેલા હોય છે. ભાઈઓ, તમે બહાર ફરવા જાઓ ને કોઈ પહેલદાર વસ્તુઓ મળે, તો નિશાળમાં લાવજો. હું તમને એવી ચીજો વિષે જાણવા લાયક બીજી હકીકત કહીશ.

અફાળી—પછાડી. ઝુંમર—કાચનું કે ધાતુનું ઝાડ.
ઝવેરાત—હીરા, માણેક વગેરે.

## પાઠ ૫૩. લોઢું ને પોલાદ.

મોહન નામે એક લુહારનો છોકરો કાદરનો મિત્ર હતો. કાદરની કોદાળી વાંકી થઈ ગઈ હતી. તેને સમી કરાવવાને તે મોહનને ત્યાં ગયો. મોહન તેને કારખાનામાં તેડી ગયો. ત્યાં ભઠ્ઠી સળગાવેલી હતી. તેણે કોદાળીનું પાનું અંગારામાં મૂક્યું, ને કાદરને ધમણ ધમવાને કહ્યું. તે તપીને લાલચોળ થયું, એટલે તેને બહાર કાઢીને એરણ પર મૂક્યું, ને હથોડા વતી ખૂબ ટીપીને સીધું કીધું. પાનું તપાવીને ટીપ્યું, એટલે તે સીધું થએલું જોઈ કાદર અચંબો પામ્યો અને બોલ્યો, અલ્યા મોહન, પાનું તપાવ્યું ન હોત તો તે વળત ખરૂં કે?

**મોહન**—ના. લોઢું તપે છે એટલે નરમ થાય છે, ને જેમ વાળવું હોય તેમ વળી શકે છે. તારે ખાતરી કરવી હોય, તો લે આ લોઢાનો સળીઓ. એના પર ઘા કર અને વાળી જો.

કાદરે સળીઆને ઘણો ટીપ્યો, ત્યારે તે સહેજ વળ્યો અને ચપટો થયો, પણ તપાવેલી કોદાળીના જેટલો તે વળ્યો નહિ.

**મોહન**—લોઢું ત્રણ જાતનું હોય છે. અહીં આ પાવડા, કોદાળી, તાળાં, સાંકળ વગેરે છે, તે ઘડતર લોઢાનાં બનેલાં છે. એ લોઢું નરમ હોય છે. બીજી એક જાતનું લોઢું ઘણું બરડ છે, તેને ભરતરનું લોઢું કહે છે. તેની પાણીની નળીઓ, પાટલીઓના પાયા, રવેસના કઠેરા, દિવાલની ખીંટીઓ વગેરે બને છે. આ નળી લે ને એના પર ઘા કરી જો.

**કાદર**—એક ઘા કીધો એટલામાં તો એના કકડે કકડા થઈ ગયા. એ તો બહુજ બરડ છે.

**મોહન**—આ ઘડિઆળની કમાન જો. એ પણ લોઢું છે, અને ઉપલી બે જાત કરતાં જુદું છે. એને પોલાદ કહે છે. એ જેમ વાળું છું તેમ વળે છે. જો આ કરવત પણ કેટલી બધી વળી શકે છે.

**કાદર**—ખરે, એ તો ઘણી વળે છે, પણ ભાંગતી નથી. એ કઈ જાતના લોઢાની હશે?

**મોહન**—એ પણ પોલાદની છે. ચપ્પુ, સુથારનાં લોઢાં, સ્ક્રૂ, કાનસ વગેરે ઘણી વસ્તુ પોલાદની બને છે. પેલી બે જાતના લોઢા કરતાં પોલાદ ઘણું સખત હોય છે. આ કાનસ વતી પેલી નળી તથા સળીઆને ઘસી જો, એટલે તારી ખાતરી થશે.

**કાદર**—કાનસ માર્યાથી બંનેમાંથી ઝીણી ભુકી પડે છે, માટે પોલાદ એ બે જાતના લોઢા કરતાં વધારે સખત હોય ખરૂં.

પછી મોહને કાદરના હાથમાં એક પત્થર મૂક્યો. કાદરને તે ઘણો ભારે ને નક્કર માલમ પડ્યો. તેણે પૂછ્યું, ભાઈ, આ શું છે?

**મોહન**—એ લોઢાનો પત્થર છે. એને લોઢાની કાચી ધાતુ કહે છે. એ ખાણમાંથી નીકળે છે. એમાં લોઢાની સાથે બીજી વસ્તુઓ ભળેલી હોય છે, તેથી એને ભઠ્ઠીમાં તપાવી શોધે છે, એટલે એમાંથી લોઢાનો રસ થઈ જુદો પડે છે. તે રસ ટાઢો પડે છે, એટલે ભરતરનું લોઢું થાય છે. ભરતરના લોઢાને ફરીથી ભઠ્ઠીમાં તપાવીએ અને ટીપીએ, તો ઘડતરનું લોઢું થાય છે. એને કોલસા સાથે મેળવી ફરી તપાવી ટાઢા પાણીમાં ડબોવીએ, એટલે તેનું પોલાદ બને છે. એ સિવાય ભરતરના લોઢામાંથી પાધરૂં પોલાદ પણ બનાવી શકાય છે.

રવેસ—માળનો ઝૂલતો ભાગ.

સ્ક્રૂ—પેચવાળો લોઢાનો ખીલો; ફેર.

## પાઠ ૫૯. ઝાડની ઇંદ્રિયો તથા તેનાં કામ.

**શિક્ષક**—છોકરાઓ, આજે આપણે બાગમાં ફરવા આવ્યા છીએ, તો ઝાડ વિષે વાતો કરીશું. બોલ કેશવ, ઝાડનાં મુખ્ય અંગ કયાં છે?

**કેશવ**—મૂળીઆં, થડ, પાંદડાં અને ફૂલ, એ ઝાડનાં મુખ્ય અંગો છે.

નારણ—ડાળી ઝાડનું અંગ ન કહેવાય?

માધવ—બધાં ઝાડને ડાળીઓ હોતી નથી. આમ જો, પેલી કેળ તથા સોપારીના ઝાડને ડાળી ક્યાં છે?

શિક્ષક—ડાળી ઝાડનો મુખ્ય ભાગ નથી. એ તો થડનો ભાગ છે. વારૂ ગોવિંદ, મૂળીઆં ઝાડને શા કામનાં છે?

ગોવિંદ—મૂળીઆં જમીનમાં નીચાં ઉતરે છે, તેને લીધે ઝાડ જમીન સાથે ચોંટી રહે છે.



શિક્ષક—એ સિવાય મૂળીઆં બીજું અગત્યનું કામ કરે છે. મૂળીઆંને છેડે ઘણાં ઝીણાં છિદ્રો હોય છે, તે તેનાં મોઢાં છે. એ છિદ્રો વાટે તે જમીનમાંથી પાણી અને ખોરાક ચૂસે છે, તે આખા ઝાડમાં જાય છે. મોહનલાલ, તું થડનો ઉપયોગ કહે.

મોહનલાલ—થડને આધારે પાંદડાં, ફૂલ તથા ફળ રહે છે.

શિક્ષક—થડ એ બધાંનો આધાર



પણ કરે છે. પાણી તથા ખોરાક મૂળીઆં શોષી લે છે, તે થડમાં થઈ પાંદડાં વગેરેમાં જાય છે. મોતીલાલ, ઈંદ્રિય એટલે શું તે તું જાણે છે?

મોતીલાલ—હા સાહેબ. આપણા શરીરમાં આંખ

જોવાનું કામ કરે છે, માટે તે જોવાની ઈંદ્રિય કહેવાય. કાન સાંભળવાનું કામ કરે છે, તેથી તે સાંભળવાની ઈંદ્રિય છે. એ સિવાય બીજી ઈંદ્રિયો પણ છે.

**ત્રીભોવન**—ઝાડનાં મૂળીઆં પાણી અને ખોરાક ચૂસી લેવાનું કામ કરે છે, માટે તે પણ ઝાડની ઈંદ્રિય કહેવાય કે?

**શિક્ષક**—હા. જેમ મૂળીઆં ઝાડની એક ઈંદ્રિય છે, તેમ પાંદડાં પણ છે. આપણા શરીરની દરેક ઈંદ્રિયને એકાદું કામ કરવાનું હોય છે, પણ ઝાડની ઈંદ્રિયો ઘણાં કામ કરે છે. પાંદડાં શાં શાં કામ કરે છે, તે તમે જાણો છો?

**વામન**—ના સાહેબ. અમે તેનો ખ્યાલ પણ કરી શકતા નથી.

**શિક્ષક**—સાંભળો ત્યારે. આપણે પાણી પીએ છીએ, તે આપણા શરીરમાં જાય છે. ત્યાં તેને ખોરાક પચાવવા વગેરેનું જે કામ કરવાનું હોય છે, તે તે કરે છે. પછી તે આપણી ચામડીમાં ઝીણાં ઝીણાં કાણાં હોય છે, તે રસ્તે પાછું શરીરમાંના મેલ સાથે બહાર નીકળે છે. તેને આપણે પરસેવો કહીએ છીએ. જેમ આપણી ચામડી પરસેવાને બહાર કાઢે છે, તેમ પાંદડાં પણ ઝાડમાંનો નકામો ભાગ બહાર કાઢે છે. પાંદડાંમાં ઘણાં બારીક છિદ્રો હોય છે, તે વાટે નકામો ભાગ બહાર નીકળી જાય છે. એ છિદ્રો પાંદડાંનાં મોઢાં જેવાં છે. આપણે ખોરાક મોં વડે ખાઈએ છીએ, તેમ પાંદડાંઓ પણ

તેનાં છિદ્રો અથવા મોઠાંવડે હવામાંથી ખોરાક મેળવીને ખાય છે. વારૂ ત્યારે, મૂળીઆં, થડ ને પાંદડાં સિવાય ઝાડની બીજી કોઈ ઇંદ્રિય હશે?

**શિવલાલ**—હા, ફૂલ પણ ઝાડની એક ઇંદ્રિય કહેવાય.

**શિક્ષક**—કેમ વારૂ? તે શું કામ કરે છે?

**શિવલાલ**—તે તો હું કહી શકતો નથી.

**શિક્ષક**—સાંભળ, ફૂલ ફળ ઉત્પન્ન કરવાનું મુખ્ય કામ કરે છે, માટે તે પણ ઝાડની ઇંદ્રિય કહેવાય. ફળમાં બી હોય છે. બીમાંથી નવાં ઝાડ ઉત્પન્ન થાય છે.

| | |
|---|---|
| આધાર—ટેકો. | બારીક—ઝીણાં. |
| ખ્યાલ—અટકળ. | શોષી—ચૂસી. |

## पाठ ५५. झाडनो रस.

કાદરના બાપા રબર વડે સીસાપેનના ડાઘા કાઢી નાખતા હતા. તે જોઈ કાદરે પૂછ્યું કે બાપા, રબર શી વસ્તુ હશે?

**કાસમ**—રબર ઝાડનું દૂધ છે.

**કાદર**—દૂધ! ઝાડ કોઈ દિવસ' દૂધ દેતું હશે? દૂધ હોય તો તે આવું ઘટ અને ચીકણું ક્યાંથી? એને શી રીતે દોહતા હશે?

**કાસમ**—આપણા દેશમાં કેટલેક ઠેકાણે એક જાતનાં ઝાડ ઊગે છે, તેનાં થડમાં લોકો છેદ પાડે છે, એટલે તેમાંથી પિળાશ પડતો ઘટ રસ ઝરપે છે. છેદ આગળ વાસણો બાંધે છે, તેમાં એ રસ ટપકે છે. તે રસને દૂધ કહે છે. પછી રસને તડકે સુકવે છે, એટલે તે કઠણ ને ઘટ્ટ થાય છે.

**કાદર**—દડા અને ઢીંગલીઓ આ રબરનાં થાય છે, નહિ બાપા?

**કાસમ**—હા. રબરમાં વળી એક બીજો ગુણ છે. તેમાંથી પાણી આરપાર ઉતરી શકતું નથી. તેથી કરીને વરસાદમાં પહેરવાના ડગલા, તંબુ, જોડા વગેરે ઘણી ચીજો રબરની બનાવે છે. જેનાં થડમાંથી રસ નીકળતો હોય, એવાં બીજાં ઝાડ તેં જોયાં છે?



રબરનું ઝાડ.

**કાદર**—હા. ખજુરીનાં ઝાડમાં લોકો એવો છેદ પાડે છે, અને તેની નીચે ઘડીઆં બાંધે છે, એટલે બીજે દિવસે ઘડીઆંમાં રસ ભરાઈ રહે છે. તેજ પ્રમાણે તાડની ટોચ

ઉપરનાં પાંદડાં આગળ છેદ પાડી તેમાંથી રસ કાઢવામાં આવે છે; પણ આ રસ રબરના જેવો ઘટ હોતો નથી.

**કાસમ**—ખરી વાત. ખજુરી કે તાડમાંથી જે રસ નીકળે છે, તેને તાડી કે નીરો કહે છે. તે કેટલાક લોકો પીએ છે. ખરસાણી, થોર કે આકડાની ડાળી ભાંગી જાય, તો તેમાંથી દૂધ વહે છે, તે તેં જોયું હશે. એ દૂધ ઓસડના કામમાં આવે છે.

**કાદર**—બાવળનાં તથા લીમડાનાં થડ તથા ડાળીઓ પર ચીકણો રસ ઝરપીને એકઠો થાય છે, તે પણ મેં જોયું છે. એને આપણે ગુંદર કહીએ છીએ. એ રસ એમ બહાર કેમ નીકળતો હશે?

**કાસમ**—જે પ્રમાણે આપણા શરીરમાંથી પરસેવો છૂટે છે, તેજ પ્રમાણે એ બધાં ઝાડમાંથી રસ નીકળે છે. તેમાં મેલ ભળેલો હોય છે. ગુંદર શા કામમાં આવે છે, તે તું જાણે છે?

**કાદર**—હા. કાગળો ચોંટાડવાને ગુંદર ઘણો કામનો છે. બાવળનો ગુંદર શરીરને મજબુત કરે છે, તેથી તેના લાડુ તથા પાક બનાવી આપણે ખાઈએ છીએ. ઉપવાસને દિવસે હિંદુઓ સાબુચોખા ખાય છે, તે પણ કોઈ ઝાડનો રસ હશે? તે રસ સુકવીને તેના ગોળ દાણા પાડતા હશે, ખરૂં બાપા?

**કાસમ**—ના. સાબુચોખા ઝાડનો રસ નથી. એ તો ઝાડ માંહેલો ભાગ છે. સાબુચોખાનાં ઝાડ તાડની જાતનાં થાય છે. તે આપણા દેશમાં એક ઠેકાણે ડુંગરાઓમાં ઊગે છે. આ ઝાડ પુરેપુરાં મોટાં થાય છે, ત્યારે તેને કાપે છે. ઉપલી છાલ કાઢી લઈ માંહેલો ભાગ ખાંડી ભુકો કરે છે, ને પાણીમાં નાખી ખૂબ હલાવે છે. પછી તેને થોડી વાર

ઠરવા દે છે, એટલે ભુકો ભારે હોવાથી તળીએ બેસે છે, ને રેસા વગેરે કચરો ઉપર તરી આવે છે. ત્યારપછી કચરાવાળું પાણી નિતારી લઈ અંદરના ભુકાને સુકવીને ખાંડે છે. સુકો ભુકો વેચવામાં આવે છે. વળી કોઈ તો એ ભુકાને પાણીમાં ડહોળી ગળણીએ ગાળે છે, એટલે તેના દાણા બંધાય છે. તે સુકાય છે ત્યારે સાબુચોખા કહેવાય છે. સાબુચોખા ખાવામાં હલકા છે, તેથી માંદા માણસોને ઘણો ગુણ આપે છે.

ઉપવાસ—ભુખ્યા રહેવું તે. ઘડીઆં—ઉંચી ડોકના ઘાડવા.
ઘટ—ઘાડું.

## પાઠ ૫૬. ઘઉં તથા ઘઉંનો લોટ.

ઘઉંનો છોડ શુમારે દોઢ હાથ ઉંચો ઊગે છે. એ છોડ





ઘાસની જાતનો છે. છોડ ઉપર ડુંડી બેસે છે, તેને ઉંબી કહે છે. એ ઉંબીમાં ઘઉંના દાણા હોય છે. લોકો ઘઉંનો પોંક પાડીને ખાય છે. કેટલાએક ઘઉંના છોડની ડુંડીઓને સુખળાં હોય છે.

ઘઉં, ડાંગર, બાજરી, જુવાર, મકાઈ, બંટી વગેરે ઘાસની જાતનાં બધાં અનાજ ધાન્ય કહેવાય. બધાં ધાન્યનો દાણો જરા ગોળ હોય છે, પણ ડાંગરનો તથા ઘઉંનો દાણો ગોળકરતાં લાંબો વધારે હોય છે. ઘઉંના દાણામાં વચ્ચે ખાંચ હોય છે. ઘઉં ઘણા દેશોમાં પાકે છે. આપણા દેશમાં ડાંગરના પાક કરતાં

ઘઉંનો પાક ઓછો ઉતરે છે. વળી આપણા મુલક કરતાં ઉત્તર હિંદુસ્તાનમાં ઘઉંનો પાક ઘણો થાય છે. ઘઉં ઘણી જાતના થાય છે, પણ આપણે ત્યાં બજારમાં હંમેશાં ચાર પાંચ જાતના ઘઉં મળે છે. એક જાતના દાઉદખાની કહેવાય છે, તે ઉત્તર હિંદુસ્તાનમાંથી આવે છે. બીજા હાંસોટી, તે સુરત તથા ભરૂચ જીલ્લામાં થાય છે. ત્રીજા વાજીઆ અને ચોથા કાઠા, તે કાઠિઆવાડથી આવે છે. વળી એક બીજી જાતના ઘઉં મળે છે, તે પોટા કહેવાય છે. એનો દાણો ઠુમસો હોય છે. દાઉદખાની અને હાંસોટી ઘઉં ચળકતા, પિળાશ પડતા ધોળા, પોચા ને ભરાઉ હોય છે. વાજીઆ કાળાશ પડતા રાતા અને ઝીણા હોય છે. કાઠા રાતા, પુરા નહિ પાકેલા અને સખત હોય છે.

ચણા, વટાણા, તુવેર, વાલ, મગ, અડદ, ચોળા વગેરે કઠોળને બે ફાડ હોય છે, તેને દાળ કહે છે. એ બધાં બે દળવાળાં અનાજ કહેવાય છે. ઘાસની જાતના અનાજની બે ફાડ થતી નથી, તેથી તે બધાં એકદળીઆં અનાજ કહેવાય છે. એકદળીઉં અનાજ વધારે પુષ્ટિકારક હોય છે.

ઘઉંને દળ્યાથી લોટ થાય છે. લોટને ચાળીએ ત્યારે જાડો અને બરછટ ભાગ નીકળે તે થુલું, અને ચાળણીમાંથી નીચે પડે તે ચાળેલો લોટ છે. થુલામાંથી લોકો થુલી કાઢે છે. તેને બાફે છે ને પછી તેમાં ખાંડ ભેળીને ખાય છે. ચાળેલા લોટમાં જોઈતું પાણી નાખી કણેક બાંધે છે. પછી તેને ગૂંદીને તેના રોટલા, રોટલીઓ, પુરી વગેરે કરે છે.

ભીના ઘઉંને દળ્યા હોય, ને પછી લોટને ઝીણે હવાલે

ચાળ્યો હોય, તો જે ચળાઈને નીચે પડે છે, તે મેદો અથવા પર-સુદી છે. હવાલામાં ચાળણ રહે તેને સુપડામાં ઘાલી ઝાટકીએ, તો ભુસું ઊડી નીચે પડે છે, અને રવો સુપડામાં પડ્યો રહે છે.

ભુસું ઢોરના ખાધામાં આવે છે. ગરીબ લોકો તેમાં બીજા ધાન્યનો લોટ ભેળે છે, ને તેના રોટલા બનાવે છે. રવાનો શીરો તથા બીજી કોઈ સારી વાની થાય છે. ઘઉંમાં ખાંડનો થોડોક ભાગ હોય છેજ, તેથી મેદાને પલાળીને ઢાંકી રાખ્યો હોય, તો માંહેલી ખાંડને લીધે તેમાં આથો ચઢી ખટાશ આવે છે. એવા આથેલા લોટની જલેબી વગેરે ખાવાની ઘણી જણસો બને છે.

વળી કાગળો ચોંટાડવાને લોકો ઘઉંના લોટની લાહી બનાવે છે, તથા જખમ અથવા ફોલ્લા ઉપર એની લોપરી કે પોટીસ પણ બાંધે છે.

આથો—ચડીને ખાટું થએલું ખીરૂં.
ઠુમસો—ટુંકો પણ ભરાઉ.
પુષ્ટિકારક—કૌવત આપનાર.
પોટીસ—ગુમડાં વગોરે દરદ પકવવાને ઘઉં, અળસી [illegible] કરવામાં આવે છે તે.

ખરછટ—કઠણ ને ખરબચડું લાગે એવું.
વાની—ચીજ.
સુખળાં—ડુંડી કે કંટીની બાજુએ સોયા જેવું હોય છે તે.
હવાલો—તારની ચાળણી.

---

## પાઠ ૫૭. પાંદડાંના ઘાટ.

શિક્ષક—ભાઈઓ જાઓ, આ બગીચામાંથી થોડાં પાંદડાં ચૂંટી લાવો. પછી તેના ઘાટ વિષે વાતો કરીએ.

આ ઉપરથી છોકરાઓ વાડીમાં દોડ્યા, અને પાંદડાંનો ચોકડો ચૂંટી લાવ્યા. પછી શિક્ષકે તેમાંથી એક પાંદડું લઈને પૂછ્યું, અલ્યા મહંમદ, આ પાંદડું વડનું છે, તે તો તું જાણતો હોઈશ. ત્યારે કહે, એનો ઘાટ કેવો છે?







મહંમદ—સાહેબ, એ ટોચે જતાં અણી પડતું છે, વચમાં બહુ પહોળું છે, અને દાંડી આગળ સાંકડું છે.

પરશોતમ—આ પીપળાનું પાંદડું તો ગંજીફાના પાનામાંની લાલ બદામના જેવું છે; કારણકે તેની માફક એને નીચલા ભાગમાં ખાંચ છે. એની ટોચ તો લાંબી અણીદાર છે.

ગુલાબભાઈ—આ ઘાસનું પાંદડું લાંબું વધારે અને

શિક્ષક—આ કમળનું પાંદડું છે, તે લગભગ ગોળ છે.

શિવલાલ—સાહેબ, કેળનું પાંદડું ઘણું મોટું હોય છે, તેનું શું કારણ હશે?

શિક્ષક—જે ઝાડને ઘણું પાણી જોઈએ છે, તેમાં પાણી શોષી લેવાનું અને પાંદડાંને રસ્તે તે પાછું બહાર કાઢી

નાખવાનું કામ ઘણી ઝડપથી ચાલે છે. પાંદડાં મોટાં હોય તોજ જથાબંધ પાણી બહાર કાઢી શકે. એ કારણથી કમળ, કેળ, અળવી વગેરેનાં પાંદડાં મોટાં હોય છે.

**નરસિંહ**—હું કુંવારનો કકડો લાવ્યો છું. જુઓ, તે કેવો જાડો છે! આ શું પાંદડું હશે?

**શિક્ષક**—હા, એ પાંદડું છે. કુંવાર સુકી જમીનમાં ઊગે છે, તેથી તેનાં પાંદડાં જાડાં હોય, તોજ તેમાં ઘણું પાણી રહી શકે.

**રણછોડ**—મારી પાસે આ અજમાનું પાંદડું છે, તે એટલું બધું જાડું નથી. તેની કોર પર દાંતા છે, તે ગોળ છે. ગુલાબનાં પાંદડાંના દાંતા તો કરવત જેવા હોય છે.

**ગોરધન**—આ કપાસનું પાંદડું એવી રીતે ચિરાએલું છે, કે તેનો ઘાટ હાથનાં મોજાં જેવો લાગે છે.

**શિક્ષક**—કેટલાંક પાંદડાં થોડાં ઘણાં ચિરાએલાં થાય છે. આ પાંદડું જુઓ. એના પાંચ ભાગ એવા પડ્યા છે, કે તે જુદાં જુદાં પાંદડાં હોય તેવા જણાય છે, પણ તે જુદાં પાંદડાં ન કહેવાય. આવાં પાંદડાંને જોડેલાં પાંદડાં કહે છે. આમલીનાં અને અગથીઆનાં પાંદડાં એ જાતનાં છે. વળી આ ગુલમોર જુઓ. એનાં પાંદડાં કેવાં મોટાં અને બરાબર ગોઠવાએલાં છે? એના છુટા ભાગો એક બીજાની સામે છે, અને તે દરેકમાં નાની નાની પાંદડીઓ પણ છે.

**કૃષ્ણલાલ**—એ જુદા જુદા ભાગોને પાંદડાં કહેતા નથી, તેનું કારણ શું હશે, સાહેબ?

શિક્ષક—પાંદડાં હોય તેનાં મૂળ પાસેના ખુણામાંથી ડાળી તથા કળીઓ ફૂટી નીકળે છે. આ પાંદડીઓનાં મૂળ આગળથી એવું કંઈ નીકળતું નથી, માટે એ પાંદડીઓ પાંદડાં ન કહેવાય. ઘણુંકરીને મોટાં ઝાડનાં પાંદડાં નાનાં અને જોડાએલાં હોય છે. પાંદડાં ઘણા જુદા જુદા ઘાટનાં થાય છે. તેને સુરજનું અજવાળું ઓછુંવત્તું મળે છે, તે પ્રમાણે તેના ઘાટ બને છે.

---

## पाठ ५८. जीवजंतु.



કીડી—કેમ ભાઈ પતંગીઆ, કામધંધા વિના તું આમ તેમ ભટક્યા કરે છે?

પતંગીઓ—અરે કીડી બાઈ, તું મને પૂછનાર કોણ? શા માટે મને ભાઈ કહીને બોલાવે છે? શું હું તારો ભાઈ થાઉં છું?

**કીડી**—તું અને હું બંને એકજ વર્ગનાં છીએ. આપણે વર્ગ જીવજંતુનો છે. એથીજ મેં તને ભાઈ કહ્યો.

**પતંગીઓ**—હં! તું ખોટું બોલે છે. જો, મને કેવી મજાની સૂંઢ છે! એ વડે હું ફૂલમાંથી મધ ચૂસી લઉં છું. તારે સૂંઢ ક્યાં છે?

**કીડી**—મને સૂંઢ નથી, પણ બધાં જંતુને સૂંઢ હોતી નથી. સઘળાં જીવજંતુને માથું, છાતી અને જઠર એવા ત્રણ ભાગ હોય છે. તારે અને મારે બંનેને આ ત્રણે ભાગ છે.

**પતંગીઓ**—પણ મને તો છાતીએ છ પગ છે, ને માથે બે મૂછ છે. કોઈ ચીજ મને અડે છે, તેને હું મૂછવડે ઝટ પારખું છું. તારે પગ ને મૂછ છે ખરાં, પણ મારે ખૂબસુરત ચાર પાંખ છે, તેવી પાંખ તારે ક્યાં છે?

**કીડી**—તારે ચાર પાંખ છે, તેવી બધાં જંતુઓને પાંખ હોતી નથી. કેટલાંકને ચાર, કેટલાંકને બે અને મારા જેવાં કેટલાંકને બીલકુલ હોતી નથી. અમારામાં ફક્ત નર અને માદાનેજ પાંખ ઊગે છે. હું તો વૈતરી કીડી છું, એટલે મને કોઈ દહાડો પાંખો આવતીજ નથી. તને ભાઈ કહેવાનું બીજું એક મોટું કારણ છે. સાંભળ, તું ને હું ચાર અવસ્થા ભોગવીએ છીએ. પણ યાદ રાખજે કે બધાં જંતુને ચાર અવસ્થા ભોગવવી પડતી નથી.

**પતંગીઓ**—એ તું શું બોલે છે! આપણે ખરેખર ચાર અવસ્થા બદલવી પડે છે?

**કીડી**—તને તારી પાછલી સ્થિતિ કેમ કંઈ સાંભરતી નથી? સૌથી પહેલાં આપણે ઈંડાં હતાં. ઈંડાં ફોડીને આપણે

બહાર આવ્યાં, ત્યારેં આપણું શરીર પાતળું અને સીધી લીટી જેવું હતું. તે આપણી બીજી સ્થિતિ હતી. એ વખતે આપણે ઇયળ કહેવાતાં. તું ને તારાં ભાંડુ ઇયળ હતાં, તે વેળા તમે પાકને ઘણું નુકસાન કરતાં. અમે ઇયળ હતાં ત્યારેં અમને પગ તો હતાજ નહિ, એટલે અમારાથી દર કે પુડામાંથી બહાર કેમ નીકળાય? તે વેળા અમારા પુડામાંની મોટી કીડીઓ અમને ખોરાક આણી આપતી, અને અમારૂં પોષણ કરતી. આ બીજી અવસ્થા પુરી થવા આવી, એટલે તમે અને અમે ત્રીજી અવસ્થામાં જવાની તૈયારી કીધી. આપણે શરીરમાંથી તાર કાઢી કોશેટા બનાવ્યા, અને તેમાં નિરાંત વાળીને કેટલા-એક દિવસ સુધી સૂતાં. પછી કોશેટો ભાંગી તું પતંગીઓ થઈને અને હું કીડી થઈને બહાર નીકળી. એ આપણો ચોથો અવતાર થયો. ત્યારપછી તેં કંઈ પણ કામ કીધું નથી. તું માત્ર મોજ મારે છે. એક ફૂલ પરથી બીજા ફૂલ ઉપર ઉડી તેમાંનું મધ પીએ છે.

પતંગીઓ—હું મધ ખાઉં છું, તો તુંએ શું ખાંડ ખાઈ જૅતી નથી કે? તું શું કામ કરે છે, તે તો હું જાણું છું!

કીડી—ઓહો! અમારે ઘણાં કામ કરવાં પડે છે. અમે પુડા કરીએ છીએ. કોઈ તેના પર હુમલો કરે, તો તેની સાથે અમે લડીએ છીએ. અમારામાં નર અને માદા કામ કરતાં નથી. તે પોતાનાં ઈંડાંની પણ સંભાળ લેતાં નથી. તે કામ પણ અમારે કરવું પડે છે. માણસોની પેઠે અમે કુટુંબ બાંધી રહીએ છીએ, અને એક બીજાંને મદદ કરીએ છીએ. આખો દિવસ તો કામમાં ને કામમાંજ જાય છે. કોઈ વખતે

રાતે પણ કામ કરીએ છીએ. અમારામાં સંપ કેવો છે? વંદા જેવા મોટા જીવડાને અમે સહેલથી ઘસડી જઈએ છીએ.

અવતાર—એક રૂપ બદલી બીજા રૂપમાં આવવું તે.
અવસ્થા—હાલત.
પોષણ—ગુજરાન.
માદા—પશુ પક્ષીમાં જે સ્ત્રી જાત તે.
વર્ગ—જાત.
વૈતરી—વેઠ કરનારી.

# पाठ ५९. समडी अने गीध.





એક દહાડો રામશંકર મહેતાજી પાવાગઢનો ડુંગર જોઈ પાછા આવ્યા, એટલે ગામની ભાગોળે કેટલાક છોકરાઓ તેમને મળ્યા. તે છોકરાઓને મહેતાજીએ કહ્યું, કે પાવાગઢનો ડુંગર જોવાનો વિચાર મારા મનમાં લાંબો વખત થયાં ઘોળાયાં કરતો હતો, તેથી હું આજે તે ડુંગર ઉપર ચઢ્યો, ને ત્યાં બધે ફરીને મેં જોયું. મને ભૂખ લાગી હતી; એટલે

પાસે તળાવ હતું, તેની પાળ ઉપર જઈ બેઠો. પછી સાથે ભાથું બાંધી લીધું હતું તે ઉઘાડી થોડું પાણી લેવા તળાવમાં ઉતર્યો. એ વેળા એક સમડી તીરની પેઠે નીચે આવી ને રોટલો લઈ ગઈ. ખરેખર, આ પક્ષી કોઈથી ડરતું નથી.

પેલું આકાશમાં ઉંચે તરતું હોય એમ ઊડતું દેખાય છે, તે શું હશે? એ સમડી જેવી લાગે છે. એ કેટલી બધી ઉંચે ઊડે છે! જુઓ, એ હવે તીરની માફક કેવી સપાટાબંધ નીચે ઉતરે છે! અરે, એ ભોંય પરથી કંઈ પોતાના નહોરમાં પકડીને ઉંચે લઈ જાય છે. ઓહો! એ તો સાપ લાગે છે. આકાશમાં આટલી બધી ઉંચાઇએથી પણ એણે સાપને દીઠો, ને ધસારાબંધ નીચે ઉતરી આવી તેને પકડ્યો. કહો, એની નજર કેવી? હવે એ પેલા ઝાડની ટોચે જઈ બેઠી. જુઓ, એ એના મજબુત નહોર વડે અને વાંકી ચાંચ વતી સાપને ચીરે છે. અહીં બેઠી બેઠી એ તેને ખાશે. ઓહો! એની પુછડી કેટલી પહોળી છે? તેમાં ખાંચ છે, તેથી તેના બે ભાગ પડ્યા છે. એના શરીરનો રંગ તો બદામીઓ લાગે છે. લો, એ તો હવે એના માળા તરફ ઊડી ગઈ. એ માળો કરાંઠી, લાકડાં તથા નાની નાની ડાળીઓના કકડાનો બાંધેલો હોય એમ દેખાય છે. એની અંદર કદાચ પાંચ છ ઈંડાંએ હશે.

ભાઈઓ, જે સમડી ડુંગર પરથી મારૂં ખાવાનું લઈ ગઈ તે આવીજ હતી. રોટલો સમડી લઈ ગઈ, અને મને ભૂખ ઘણી લાગી હતી, તેથી હું ડુંગર પર વધારે વાર થોભ્યો નહિ. મેં નીચે ઉતરવા માંડ્યું. ઉતાર ઘણોજ સીધો અને સરી પડાય એવો હતો. નીચે ખીણમાં જોતાં અંધારાં આવતાં. તે

ખાણમાં મેં કેટલાંક ગીધ બેઠેલાં જોયાં. મારી સાથે એક જણ નીચે ઉતરતો હતો તેણે મને કહ્યું, કે ગઈ કાલે સાંજે એક ઘેટું આ ઢોળાવ ઉપરથી નીચે ગબડી પડ્યું ને મરી ગયું. તેનું માંસ ખાવાને પેલાં ગીધ ભેગાં થયાં હશે. મેં ગીધ કોઈ દહાડો બરાબર જોયાં ન હતાં, તેથી નીચે ઉતરી તેઓ બેઠાં હતાં તે તરફ ગયો. ત્યાં આઘો ઉભો રહી તેમને બારીક નજરે જોયાં. ગીધ કેવું પ્રાણી છે તે તમને કહું.

ગીધની ચાંચ સમડીના જેવી છે, પણ તેના જેટલી વાંકી વળેલી નથી. તે છેડેથીજ જરા વળેલી હોય છે. ગીધને માથે અથવા ગરદને પીછાં હોય છે. તેની નજર ઘણી ઝીણી છે. તેના નહોર ઘણા અણીદાર છે. તેને મોટી મોટી પાંખો છે. તેનું શરીર ઘણું ભારે હોય છે. કોઈ જનાવર મરેલું પડ્યું હોય, તે કોહવા માંડે એટલે ગીધ કોણ જાણે ક્યાંથી ભેગાં થાય છે, ને તેને પુરૂં કરે છે. ગીધ ઘણાં ખાઉધરાં છે. માંસના મોટા કકડાઓ તોડી તોડીને ગળે છે. તે ખરાબ અને કોહેલું માંસ ખાય છે, તેથી તેને જોઈ કમકમાટ ઉપજે છે ખરો; પણ તે એવો ખોરાક ખાઈને આપણા ઉપર ઉપકાર કરે છે. મરેલાં પ્રાણીને ગીધ ખાતું ન હોય, તો તે બધાં ગંધાઈ ઊઠે અને હવા બગાડે.

અંધારાં—તંમર.
કમકમાટ—કંટાળો.
ખાઉધરાં—ખાતાં ધરાય નહિ એવાં; અકરાંતીઆં. [તો.
ઘોળાયાં કરતો— વારંવાર આવ-
નહોર—નખ.

# પાઠ ૬૦. ખીસકોલી અને સસલું.



હિંદુસ્તાનમાં ખીસકોલી કોણે નહિ દીઠી હોય? જ્યાં જ્યાં ઝાડો હોય છે, ત્યાં દરેક ઠેકાણે તે આમ તેમ દોડતી જણાય છે. મુંબઈ જેવાં મોટાં શહેરોમાં પણ તે ઘણી જોવામાં આવે છે. રસ્તા ઉપર તે ઠેકડા મારતી દોડે છે, અને ઘરમાં બધે દોડાદોડ કરી મૂકે છે. સાધારણ ખીસકોલીનો રંગ ઘણો ભપકાદાર નથી, તોપણ તે પ્રાણી સુંદર અને દેખાવડું લાગે છે. તેનો વલવલાટ જોઈને ઘણી રમુજ પડે છે. તેનું બદન રાપોડીઉં છે, ને પીઠે કાળા પટા છે. તેને કાબરચીતરી ને વાળના ગુચ્છાવાળી લાંબી પુછડી હોય છે, તેને તે કમાનની માફક પીઠ પર વળેલી રાખે છે.

ખીસકોલી છોડાંવાળો દાણો તથા ગરવાળાં ફળ ખાય છે. તે વળી કુમળી કુમળી કુંપળો તથા છોડવા કાતરી ખાય છે. તેના કેટલાક દાંત લાંબા અને મજબુત છે, પણ તે બિલાડીની રાક્ષી જેવા અણીદાર નથી, તેથી તે માંસ ખાઈ શકતી નથી. ખીસ-કોલીની રૂવાંટી સુંવાળી ને ઘટ હોય છે. તેની આંખ ચળકતી

અને ચપળ છે. તેની સાંભળવાની શક્તિ પણ સારી છે, તેથી જરાએ અજાણ્યો અવાજ સાંભળી એકદમ ઠેકડા ભરતી નાસે છે. ખીસકોલી ઘાતકી ને જોરાવર નથી. શિકાર પકડવાને તેને તીણા નહોર કે દાંત નથી, તોપણ તમે તેને ઓચીંતી પકડો, તો તે તમને કરડે ખરી. તેની આંખ અને કાનની ચકોર શક્તિને લીધે તથા ઉતાવળી ગતિને લીધે તે દુશ્મનોથી પોતાનો બચાવ કરી શકે છે. પોતાનાં બચ્ચાંને કંઈ પણ ઈજા થાય નહિ અને તેઓ સુખે રહે, એટલા માટે તે ઝાડની પોલાણમાં, પાંદડાંના ઝુમખામાં કે છાપરાની છતમાં માળો બાંધે છે.

સસલું પણ ખીસકોલી જેવું ઘણું બીકણ અને ચંચળ પ્રાણી છે. એને પહોળા અને મજબુત દાંત હોય છે, તેથી એ કંઈ પણ વસ્તુ કાતરી ખાય છે. એ પણ માંસ ખાતું નથી. એ નાના છોડવા, કુંપળો અને દાણા ખાય છે. ખીસકોલીની પેઠે એ ઠામ ઠામ નજરે પડતું નથી. સસલું ખાસ કરીને વગડામાંજ માલમ પડે છે, અને બનતાં સુધી માણસની નજરથી દૂરનું દૂર રહે છે. ખીસકોલીની પેઠે એની સાંભળવાની શક્તિ ઘણી તેજ હોય છે. એને બે લાંબા કાન હોય છે, તેથી ઘણોજ ધીમો અને દૂરનો અવાજ એ સાંભળી શકે છે. એની પુછડી ઘણી ટુંકી છે. એના પાછલા બે પગ મોટા અને કૌવતવાળા છે, તેથી એ ઉપરાચાપરી મોટી ફાળ ભરી શકે છે, અને દુશ્મનના હાથમાં આવતું નથી. એની રૂવાંટી ટુંકી, ઘટ અને સુંવાળી હોય છે. એના શરીરનો રંગ રાખોડી જેવો કે રતુમડો બદામી છે. સસલાના મોઢા પર મૂછ હોય છે, તેથી તે અંધારામાં રસ્તો ખોળી શકે

છે. તે વગડામાં ઘણુંખરૂં લાંબા ઘાસના કહ્વામાં પોતાનું રહેઠાણ કરે છે, અને ઉભાં તૂલ ખાવાને સમી સાંજે ખેતરામાં પેસે છે. તે કોઈ વેળા ખેતરમાં ઘણું નુકસાન કરે છે, તેથી તેને પકડવાને લોકો પાંજરાં મૂકે છે, તથા તેને ગોળી મારીને કે કુતરા પાસે પકડાવીને મારી નાખે છે. ખીસકોલી, સસલું અને ઉંદર, એ ત્રણે કાતરી ખાનારાં પ્રાણીઓના વર્ગનાં છે.

---

કહ્વા—પૂળા.
કાબરચીતરી—ઘણી કાળી ને થોડી ધોળી એવી.
ઘાતકી—ખુની.
ચકોર—ચપળ.
તૂલ—અનાજ.
બદન—અંગ.
રાક્ષી—બંને બાજુ પર જે એકેકો અણીદાર દાંત છે તે.
વલવલાટ—ઠરીને નહિ બેસવું તે.

## પાઠ ૬૧. કુતરો.

એક દહાડો મંચેરજી શેઠનાં છોકરાંઓ મોતી નામે કુતરાને લઈને બહાર ફરવા ગયાં. રસ્તે તેમને શેઠ મળ્યા. મોતી પોતાના શેઠને જોતાંજ ઘણો ખુશી થયો, ને પુછડી હલાવતો તથા ઠેકડા મારતો તેની પાસે ગયો. બધાં છોકરાં શેઠની આજુબાજુએ ફરી વળ્યાં ને વાતો કરવા લાગ્યાં.

**સોરાબજી**—બાવાજી, આજે અમે શરત દોડ્યાં, તેમાં મોતીએ અમને હરાવ્યાં.

**બમનશા**—જુઓ એની છાતી અને પગ. છાતી પહોળી છે અને પગ લાંબા છે. તેથી તે ઘણી ઝડપથી દોડી

શકે છે. આજે નદીમાં તે ઝડપથી તરતો પણ હતો. પછી તેણે બહાર નીકળી શરીર હલાવીનેં બધું પાણી ખંખેરી નાખ્યું.

**મંચેરજી**—વારૂ, તમે કોઈ દિવસ બિલાડીને પાણીમાં ઉતરતી સરખી જોઈ છે? પાણી દેખે છે, ત્યાંથીજ તે પાછી હઠે છે. કદી તેમાં ઉતરે છે તો તે ગભરાઈ જાય છે. છોકરાંઓ, આ ઘાસ ઉપર જરા બેસો. હું તમને મોતીના દાંત, જીભ, પગ વગેરે બતાવું. ચાલ મોતી, મોઢું ઉઘાડ તો.

**બમનશા**—બાવાજી, કુતરાને ચાર રાક્ષી ને બીજા કેટલાક નાના દાંત હોય છે તે વાત અમે જાણીએ છીએ.



**જેરબાઇ**—બાવાજી, એની જીભ તો તદન સુંવાળી, ચળકતી અને ભીની છે.

**મંચેરજી**—અરે! એની જીભની તો નવાઈ જેવી એક વાત છે. સાંભળો, કુતરાને આપણી માફક આખે ડીલે પરસેવો વળતો નથી, પણ જીભથીજ તે નીકળે છે. તમે જોયું હશે કે કુતરો તાપમાંથી આવે છે, અથવા દોડી દોડીને થાકે છે, ત્યારે એક ઠેકાણે બેસે છે. પછી જીભને લાંબી પ્રસારી મોઢામાંથી બહાર કાઢી લટકતી રાખે છે, ને પોતે પડ્યો પડ્યો હાંફે છે. હાંફતાં હાંફતાં તેની જીભમાંથી લાળ જેવું કંઈ ગળે છે. એ ખરૂં જોતાં લાળ નથી પણ પરસેવો છે. મોતી, હવે પંજો ધર કે આ છોકરાંઓ જુએ. ગણો છોકરાંઓ, એને કેટલા નહોર છે?

**સોરાબજી**—બાવાજી, એને આગલે પગે પાંચ નહોર છે. પાછલે પગે તો ચારજ છે. એનાં તળીઆં ઘણાં સુંવાળાં છે. એ દોડે છે ત્યારે એના પગનો અવાજ થાય છે કે નહિ, તે હવે જોઈએ. લે મોતી, આ દડો પકડી લાવ.



**એદલજી**—ઓહો ! એણે કેવી ગબડ્ડી મૂકી ને દડાને પકડ્યો! બાવાજી, એનો પગ પડવાથી અવાજ કેમ થતો હશે? એની માફક બિલાડીના પગ બોલતા અમે કોઈ દિવસ સાંભળ્યા નથી.

**મંચેરજી**—બિલાડી નહોરને પંજામાં પાછા ખેંચી શકે છે, પણ કુતરો તેમ કરી શકતો નથી. એ કારણથી કુતરો દોડે છે, ત્યારે તેના નહોર જમીન પર ઠોકાય છે, ઘસાય છે, અને તેથી અવાજ થાય છે. કુતરાના જેવું હોશિઆર, અક્કલવાળું, ભરોસાદાર અને મમતાવાળું પ્રાણી બીજું એકે નથી. તે માણસ જાતનો તાબેદાર નોકર અને ભરોસાદાર ભાઈબંધ છે, તેથીજ લોકોને કુતરા પાળવા બહુ ગમે છે.

કુતરા પોતાના ધણીનું ઘણું માન રાખે છે, પણ બિલાડી ધણીને પત કરતી નથી. બિલાડીને તેના હંમેશના રહેઠાણથી આપણે બીજી જગાએ લઈ જઈએ, તોએ તે પોતાના અસલ રહેઠાણે પાછી જઈ રહે છે. એ ઉપરથી જણાય છે, કે તેને માણસ કરતાં જગા ઉપર વધારે ભાવ હોય છે, કુતરો તો તેના શેઠની પાછળ પાછળ ગમે ત્યાં જાય છે.

---

ગબડ્ડી—દોટ. મમતાળુ—આચાળુ.
પત કરતી—ગણકારતી.

# पाठ ६२. कुतरानां सगां वहाला.



**ગણપતરામ**—છોકરાઓ, કુતરાનાં સગાં વહાલાંને જોવાં હોય, તો મારી સાથે ધર્મશાળામાં ચાલો.

એ સાંભળી બધાં છોકરા તૈયાર થઈ આવ્યા. ગણપતરામ તેમને ધર્મશાળામાં લઈ ગયા. અહીં એક માણસ કેટલાંક જંગલી પ્રાણીઓ લઈને આવ્યો હતો. ત્યાં પાંજરામાં તેમને જોઈને છોકરાઓ બાપને સવાલ પર સવાલ પૂછવા લાગ્યા.

**શ્રીધર**—આ જાનવરના કાન તો જુઓ. તે ટટાર ઉભા રહ્યા છે, અને અણી પડતા છે. આંખ મોટી છે, પુછડી સીધી અને કુતરાની પુછડી જેવી વળેલી નથી. દેખાવમાં તો તે કુતરાને ઘણી રીતે મળતું છે. બાપા, એ શું કહેવાય?

**ગણપતરામ**—એને વરૂ કહે છે. એની ગરદનના વાળ તો જો. કેવા બરછટ છે! તેને લીધે કુતરા કરતાં એની ગરદન જાડી લાગે છે.

**લીલાધર**—ભાઈ જો, એ બગાસું ખાય છે. ડાચામાં દાંત કેવા છે? તે બરાબર કુતરાના દાંતને મળતા આવે છે. એના પગ અને નળા પણ કુતરાના જેવા જ છે.

**શ્રીધર**—એનો ચહેરો ઘણો વિકરાળ દેખાયછે. કુતરા કરતાં તે ઘણું જોરાવર હોવું જોઈએ, ખરૂં ?

**ગણપતરામ**—હા. વરૂ વિકરાળ અને બળવાન હોય છે, પણ જરા બીકણ છે. તેને કકડીને ભૂખ લાગી હોય છે, ત્યારે તો તે ઘણું છાતીવાળું અને વિકરાળ દેખાય છે. એવી વખતે તે માણસ ઉપર પણ હુમલો કરે છે. વરૂ ટોળામાં રહે છે. તેની નાની નાની ટુકડીઓ શિકારે નીકળે છે. હવે આ શિઆળ જુઓ.

**શ્રીધર**—ઓહો ! એ તો વરૂ કરતાં નાનું છે, અને એનો રંગ પણ જુદો છે. વરૂ કાબરચીતરૂં છે, પણ આ તો બદામીઉં અને કાળાશ પર છે. એનું ડાચું પણ વરૂ કરતાં વધારે અણી પડતું છે. અરે, એ કેટલું બીકણ દેખાય છે !

**લીલાધર**—શિઆળની આંખ નાની, ગોળ ને રંગે ભુરાશ પડતી જણાય છે. સમી સાંજે પાદર આગળ કોઈ રડતું હોય, તેવી તેની કીકિઆરી સંભળાય છે. શું એ પણ ટોળામાંજ રહે છે ?

**ગણપતરામ**—હા. એ પણ ટોળામાંજ રહે છે, એ ટોળે વળીને શિકારે જાય છે. એ ઘણું પક્કું ને ખંધું પ્રાણી છે. એ કોઈ કોઈ વખતે સિંહ અથવા વાઘની પાછળ પાછળ ભમે છે, અને તેણે શિકાર મારી ખાધા પછી જે કંઈ બાકી રહ્યું હોય, તે એ ખાય છે. જો શ્રીધર, આ શું છે ?

**શ્રીધર**—હું ધારૂં છું કે આ લોંકડી છે. એનું ડાચું શિઆળની પેઠે તદન અણીદાર છે, અને કાન વરૂ જેવા છે.

લીલાધર—એનું માથું જરા ગોળ છે, પગ નાના છે, અને પુછડી પર તો વાળનો ભારો છે.

ગણપતરામ—તમે એની આંખ જોઈ કે ?

લીલાધર—એ તો બિલાડીની આંખ જેવીજ છે. એમાં ફાટ કે કાપો છે તે તો જુઓ.

ગણપતરામ—લોંકડી શિઆળ જેવુંજ લુચ્ચું જાનવર છે, પણ તે ટોળામાં રહેતું નથી. રાત્રે શિકારની ખોળમાં એકલુંજ રખડવા નીકળે છે. મરઘાં, સસલાં, ઉંદર અને એવાં નાનાં પ્રાણીઓ તે ખાય છે. એમ કહેવાય છે કે એને દરાખ જેવાં ફળ બહુ ભાવે છે, અને શેરડીના વાઢમાં તો એ ઘણુંજ નુકસાન કરે છે. લોંકડી તથા શિઆળની ખંધાઈની ઘણી વાતો ચાલે છે.

---

ખંધાઈ—લુચ્ચાઈ.
ધર્મશાળા—વટેમાર્ગુ અથવા ગરીબ ગરબા માટે બંધાવેલું મકાન.
નળા—ઘુંટણથી તે પાટલી સુધીનો પગનો ભાગ.
વાઢ—શેરડીનું ખેતર.
વિકરાળ—ડરામણું.

## પાઠ ૬૩. બિલાડી.

દામુ અને માધવ નામના બે ભાઈઓ એક દહાડો બિલાડીનાં બચ્ચાં સાથે રમતા હતા. એકાદ બચ્ચું બિલાડી ઉભી હતી ત્યાં જવા દોડ્યું, એટલે દામુએ તેની પુછડી પકડીને તાણ્યું. આથી તે ધુરકવા લાગ્યું. એ સાંભળીને બિલાડી

બચ્ચા પાસે આવી, ને તેને પડખે ઉભી રહીને ચાટવા લાગી. પછી છોકરાઓ તરફ ગુસ્સાથી જોઈને તે બોલી.

છોકરાઓ, તમે તમારી ગમત ખાતર મારાં બચ્ચાંને પજવો છો, એ ઠીક નહિ. અમે તમને ઘણાં ઉપયોગી છીએ. તમારા ઘરમાં રાતે ઉંદરો અનાજની કોઠી તથા કોથળાઓમાં કાણાં પાડી તેમાંનો દાણો ખાઈ જાય છે, અને ઘણું નુકસાન કરે છે, તેને અમે નસાડી મૂકીએ છીએ. ઘરમાં ઉંદરો ફરતા હોય, તેને તમે અંધારાને લીધે જોઈ શકતા નથી. કદાચ દીવો સુળગાવો, તો તે દરમાં દોડી જાય છે. અમારે દીવાની જરૂર નથી. અમારી આંખ તરફ જુઓ, એટલે તેનું કારણ સમજાશે. અત્યારે કીકી કેવી જણાય છે? પાતળી લીટી જેવી તે જણાય છે કે નહિ? પણ જરા અંધારૂં થવા દો, પછી જો જો, કે તે કેવી મોટી દેખાય છે. એ કારણથી રાતે જરા પણ અજવાળું હોય છે, ત્યારે ઉંદરને અમે જોઈ શકીએ છીએ, ને સહેલાઈથી પકડી શકીએ છીએ. તેવા ઝાંખા અજવાળામાં ઉંદર અમને જોઈ શકતા નથી.

જુઓ, મારા ઉપલા હોઠ ઉપર બંને બાજુએ કેટલા લાંબા વાળ છે! એને લોકો મૂછ કહે છે. અમારામાં નર અને માદા બંનેને મૂછ હોય છે, અને બેઉને તે સરખી કામની છે. માણસને મૂછની શોભા છે, પણ તેને તેનો કંઈજ ખપ નથી. અમારી મૂછ શોભાની નથી. એ વડે અમને ઘણું જ્ઞાન થાય છે. અમારી મૂછના વાળને કંઈ જેવી તેવી ચીજ અડકે, કે તરત અમને તેની ખબર પડે છે. આંધળા માણસને રસ્તો જાણવાને લાકડી ઉપયોગી થઈ

પડે છે, તેજ પ્રમાણે અમારી મૂછ અમને ઘોર અંધારામાં ઘણી ખપ લાગે છે. છોકરાઓ, મારા પગ ભણી પણ જોઈ લો. હું ચાલું-અથવા દોડું, તોએ મારા પગનો અવાજ થતો નથી, કેમકે મારા પંજાનાં તળીઆં પોચાં છે. આથી ઉંદરને મારા આવ્યા ગયાની જરાએ ખબર પડતી નથી. તેમને મારી આવ-જાની ખબર પડે, એટલા માટે એક વખતે તેમણે મારી ડોકે ઘંટડી બાંધવાનો વિચાર કર્યો હતો, પણ પાસે આવીને તે બાંધવાની હીંમત કોની ચાલે?

આ વાત ચાલતી હતી, તેટલામાં બિલાડીએ ધીમે રહીને પંજામાંથી નહોર બહાર કાઢ્યા અને કહ્યું, કે જેમ તમે મ્યાનમાંથી તરવાર બહાર ખેંચી કાઢો છો, તેમ હું મારા પંજામાંથી નહોર બહાર કાઢું છું. મને પાછલે પગે ચાર અને આગલે પગે પાંચ નહોર હોય છે. એ વડે અને મારા દાંત વડે હું ઉંદરો તથા પક્ષીઓ પકડીને ચીરૂં છું.

અમારા નહોર વધીને મોટા થાય છે, ત્યારે તે પંજામાં સમાંતા નથી. તે મોટા થએલા અમને લાગે, એટલે અમે કોઈ ઝાડના થડ સાથે, લાકડા સાથે, અથવા એવી કોઈ બીજી વસ્તુ સાથે ઘસીએ છીએ, એટલે તે ઘસાઈને નાના થાય છે.

હવે જુઓ મારી જીભ. તે કેવી કરકરી છે! તે કુતરાની જીભ જેવી નથી. મારી જીભ ઉપર કાંટા હોય છે, તેથી હું

મારો ખોરાક છોલીને ખાઈ શકું છું. છોકરાઓ, હું ઘણા ઉંચા વર્ગનું પ્રાણી છું. સિંહ અને વાઘ પણ મારાજ વર્ગના છે. હવે તમે મારૂં ઉપયોગીપણું ને મારી ઉંચી જાત પણ જાણી. એ સર્વે યાદ રાખજો, અને મને તથા મારાં બચ્ચાંને કોઈ દિવસ સતાવશો નહિ. મને ઘી ને દૂધ બહુજ ભાવે છે, તેથી મહેરબાની કરીને દરરોજ થોડું થોડું આપ્યાં કરજો. હું તમારો ગુણ નહિ ભૂલું. તમારા ઘરમાં રહીને ઉંદરનું તો કાસળજ કાઢીશ.

---

કાસળ કાઢવું—જડ મૂળથી નાશ કરવો.

મ્યાન—જે ખોખામાં તરવાર રહે છે તે.

સતાવવું—દુઃખ દેવું.

---

## पाठ ६४. बिलाडीनां सगां वहालां.

એક દહાડો નારણદાસ પોતાનાં છોકરાંને રાણીના બાગમાં નવાં જનાવરો જોવા લઈ ગયા. તેઓ પહેલાં સિંહના પાંજરા આગળ જઈ ઉભાં. ત્યાં એક પાંજરામાં સિંહ અને સિંહણ હતાં. તે ઘણાં વિકરાળ દેખાતાં હતાં. તેમને જોઈ છોકરાંઓ અજાયબ થયાં, ને થોડાં બીધાંએ ખરાં. દામુનું ધ્યાન તેમની આંખ ઉપર ચોંટ્યું હતું. તે એકદમ બોલી ઉઠ્યો, બાપા, બિલાડીની આંખમાં જેવી ફાટ અમે જોઈ હતી, તેવીજ ફાટ સિંહની આંખમાં પણ જણાય છે.

બાપ—હા. રાતે તું એ ફાટને જુએ, તો એ ઘણી ઉઘડેલી અને અગ્નિના ગોળા જેવી ચળકતી દેખાય. હવે

આ સિંહનું માથું જો. એની ડોક પર કેવા લાંબા, કાળાશ પડતા ને સુંવાળા વાળ દેખાય છે! આ વાળને યાળ કહે છે.

આ વખતે એ પ્રાણીઓને ખવાડવાને એક માણસ ઠેલણ ગાડીમાં ખાવાનું લઈને આવ્યો. તેને જોતાંજ સિંહ પુછડી હલાવવા તથા ઘુઘવાટા કરવા લાગ્યો. પછી તેણે ગર્જના કીધી, એટલે છોકરાંઓ ધ્રૂજતાં ધ્રૂજતાં બાપને વળગી પડ્યાં. તે માણસે કોઈ ગરીબ કુટુંબને એક અઠવાડીઉં ચાલે એટલો બધો ખોરાક પાંજરામાં મૂકયો. પેલા સિંહ અને સિંહણે પોતાના પંજા વડે તે પકડીને ખાવા માંડ્યું. આથી છોકરાંઓ જોઈ શકયાં, કે એ જાનવરોને દાંત તથા પંજા બિલાડીના જેવાજ, પણ તેના કરતાં ઘણા મોટા અને ભયંકર હોય છે. પછી તેઓ વાઘના પાંજરા પાસે ગયાં.

દામુ—બિલાડી વાઘની માસી કહેવાય, તે વાઘ આજ કે? ખરે, એનું મોઢું, આંખ વગેરે બિલાડી જેવાંજ છે. અરે, એના મોઢામાં ચાર રાક્ષી છે.

નારણદાસ—જો પેલી વાઘણ. તે પોતાના તીણા નહોર વડે કેવી ગૌસ તોડે છે?

માધવ—અરે, એના ડીલ ઉપર કેટલા બધા પટા છે! વાહ! એનું શરીર પણ કેવું ચળકે છે!

નાની—વાઘ સિંહના કરતાં લાંબો જણાય છે; પણ એ બેમાં ઉંચો તો સિંહ હશે.

નારણદાસ—આ પ્રાણીઓ વનમાં છુટાં ફરતાં હોય,

ત્યારે માણસને તેનો ઘણો ભો હોય છે. સિંહ તો માત્ર ભુખ્યો હોય છે, ત્યારેજ શિકારને પકડે છે ને મારે છે, પણ વાઘનું કંઈ ઠેકાણું નથી. એ લોહીનો એટલો બધો ચાખેલ છે, કે ભુખ્યો હોય કે નહિ, તોપણ જાનવરોને મારી નાખે છે. હાલ હિંદુસ્તાનમાં સિંહ કોઈકજ ઠેકાણે માલમ પડે છે. કાઠિઆવાડમાં ગીરનાં જંગલ સિવાય બીજે ઠેકાણે તે જોવામાં આવતો નથી. વાઘ તો હિંદુસ્તાનમાં ઘણી જગાએ નજરે પડે છે. આપણા ગુજરાતનાં જંગલોમાં પણ તેની વસ્તી હોય છે.





હવે છોકરાંઓ વાઘના પાંજરા પાસે એક બીજું પાંજરૂં હતું તે જોવાને ગયાં. તેમાં ઘણું ચંચળ તથા બળવાન પ્રાણી હતું. તે વાઘના કરતાં નાનું, પણ દેખાવડું ને બિલાડીને મળતું હતું. બિલાડીનાં બચ્ચાં પેઠે તેની આસપાસ ઘણાં બચ્ચાંઓ રમતાં હતાં. તે માના કરતાં વધારે દેખાવડાં

હતાં. તેના ડીલનો રંગ ઝાંખો પીળો હતો, અને તેના પર ફૂલના આકારનાં જરા ગોળ અને કાળાં ચાઠાં હતાં. નારણદાસે કહ્યું કે આ જાતના જાનવરને દીપડા કહે છે. ડુંગરાઓમાં તથા જંગલોમાં એ ઘણા જોવામાં આવે છે. તે ઢોરોને તથા કોઈ કોઈ વખતે માણસોને પણ આંતરે છે, ને ઘણાં હેરાન કરે છે. હવે સાંજ પડવાથી તેઓ બધાં ઘર તરફ પાછાં વળ્યાં.

અૌશ્ન—દેવતા.
આંતરે—ઘેરે.
ગર્જના—સિંહનું બરાડવું તે.
ગોસ—માંસ.
ઘુઘવાટા—ઘુ ઘુ કરતો અવાજ.
ચાખેલ—સવાદીઓ.
હેલણ—હડસેલી શકાય એવી.
હેરાન—દુઃખી.

## પાઠ ૬૫. હાડકાં અને માંસના લોચા.

**ત્રંબકલાલ**—કાકા ગોકળગાય, કરોળીઆ, પતંગીઆં અને ઇયળનાં શરીર કેવાં પોચાં લાગે છે! બળદ, કુતરા, તથા આપણાં પોતાનાં શરીર તેમનાં જેવાં પોચાં કેમ નહિ હોય?

**કાકા**—બળદ, કુતરા તથા એવાં બીજાં કરોડવાળાં પ્રાણીઓનાં શરીરમાં હાડકાં હોય છે. ગોકળગાય, કરોળીઆ વગેરેને હાડકાં હોતાં નથી. તું જાણતો નહિ હોય કે આપણા શરીરમાં બસો ઉપરાંત હાડકાં છે.

**ત્રંબક**—શું કહો છો! શરીરમાં બસો હાડકાં! ગણ્યાં કોણે, ને ગણાય પણ શી રીતે? મારા શરીરમાં પચીસે પુરાં હું ગણી શકતો નથી, તો પછી બસો તો ક્યાંથીજ હોય!

કાકા—જીવતાં પ્રાણીમાં તે ગણી શકાય નહિ; પણ માણસો અથવા જાનવરો મરી જાય, ત્યારે તેનાં ડીલમાંનું માંસ કાઢી લીધા પછી તે ગણી શકાય. દવાશાળામાં માણસનું હાડપીંજર છે, તે તું એક દહાડો જોઈ આવજે.


હાડપીંજર.

ત્રંબક—તે તો મેં જોયું છે, કાકા. દિવાલ પર ટાંગ્યું છે તેજ કેની? તે તો બહુ બિઆમણું લાગતું હતું. તેમાં માથાનાં, ગરદનનાં, હાથનાં ને પગનાં હાડકાં હતાં. કરોડ, પાંસળીઓ, આંગળીઓ, કાંડાંનાં અને બીજાં ઘણાંએ હાડકાં હતાં, પણ તે બધાં બેડોળ લાગતાં હતાં.

કાકા—માંસ તથા ચરબીને લીધે શરીર ભરાઉ લાગે છે. તે કાઢી લેવામાં આવે તો બેશક શરીર કદરૂપું લાગે.

ત્રંબક—કાકા, શરીરમાં હાડકાંનો શો ઉપયોગ હશે વારૂ ?

કાકા—હાડકાંને લીધે શરીરમાં કૌવત હોય છે. વળી હાડકાંનું ખોખું પેટી જેવું છે. કીંમતી ચીજો સાચવવા માટે આપણે પેટીમાં રાખીએ છીએ, તેજ પ્રમાણે શરીરમાંના અગત્યના

અવયવો એ હાડકાંના ખોખામાં ગોઠવેલા છે ખોપરી નીચે મગજ, આંખ અને કાન છે; પાંસળાંની અંદર ફેફસાં અને હૃદય, ને થાપાની અંદર ફુક્કો હોય છે. ખોખામાં આ બધાંનું પેટીમાંની વસ્તુ માફક સારી પેઠે સંરક્ષણ થએલું હોય છે.

ત્રંબક—ગરદન આમ તેમ ફરે છે, કાંડું વળે છે, આપણે પગ વડે દોડીએ છીએ, હાથ ઉંચો નીચો કરી શકીએ છીએ, તેથી એ હાડકાંઓ પણ તેની સાથે ઉંચાં નીચાં થાય છે. તે કેમ હાલતાં હશે વારૂ?

કાકા—હાડકાં પર માંસ હોય છે, તે ઘણે ભાગે માંસપેશી નામના પદાર્થનું બનેલું હોય છે. માંસપેશી રેસાની બનેલી છે ને રબર જેવી છે. રબરની પેઠે તે લાંબી ટુંકી થઈ શકે છે. હાથ ઉંચો કરીએ, ત્યારે માંસપેશી સંકડાય છે ને ગોટલો બાઝે છે. માંસપેશીને માંસના લોચા પણ કહે છે.



હાડકું ને માંસપેશી.

ત્રંબક—ત્યારે આ મારા હાથની માંસપેશી હોવી જોઈએ. જુઓ, મારા હાથ ઉંચકાય છે ત્યારે તેમાંનું માંસ નાના દેડકા જેવું ફૂલીને તેનો ગોટલો બને છે. હાથ લાંબો કરૂં છું, ત્યારે માંસપેશી લાંબી થાય છે, અને ગોટલો બેસી જાય છે!

કાકા—બધાં પ્રાણીઓમાં એજ પ્રમાણે માંસના સોચા લાંબા ટુંકા થાય છે.

---

બેડોળ—દેખાવમાં સારૂં નહિ તે.
સંરક્ષણ—સાચવવું તે.
હાડપિંજર—હાડકાંનું ખોખું.

## પાઠ ૬૬. ચામડી.





ચામડીનાં પડ તથા છિદ્રો.

બધાં પ્રાણીઓનાં શરીરનું કુદરતી ઢાંકણ ચામડી છે. ચામડીને લીધે હાડકાં, માંસ, માંસપેશી તથા અંદરના બીજા ભાગોનું રક્ષણ થાય છે, તથા શરીર સુંવાળું લાગે છે.

ચામડીમાં બે પડ હોય છે, એક ઉપલું અને બીજું નીચલું. આપણે દાઝીએ છીએ અને ફોલ્લો ઊઠે છે ત્યારે, તથા શરીરે ઢીમાં કે ફોલ્લા થાય છે અથવા ગોડ નીકળે છે, ત્યારે ઉપલું પડ ઉપસી આવે છે અને ખેંચાય છે. એ પડમાં

લોહી હોતું નથી, તેથી એને ચીરીએ અથવા કાપીએ તો દુઃખ થતું નથી. ધીમે ધીમે ને કકડે કકડે એ ચામડી ખરી પડે છે, ઘા રૂઝાતો જાય છે ને નવી ચામડી આવતી જાય છે. નવી ચામડી શરીરની સાથે એવી મળી જાય છે, કે દરદ ક્યાં હતું તેની નિશાનીએ વખતે રહેતી નથી.

બધી ચામડી એક સરખી હોતી નથી. હથેલીની તથા પગનાં તળીઆંની ચામડી ઘણી જાડી હોય છે. શરીરનો જે ભાગ હવામાં ખુલ્લો રહે છે, તથા જેને વધારે મહેનત પડે છે, તે લઠ્ઠ અને સખત થાય છે. એજ કારણને લીધે મજુરોના હાથપગ ચામડા જેવા સખત હોય છે.

નીચલું પડ ઘણુંજ આળું હોય છે. એમાં કોઈ સોય ભોંકે તો ઘણું દરદ થાય છે. ઉપલી ખાલ ઉતરી જાય છે અથવા તેને કાતરી નાખી હોય છે, ત્યારે એ પડને કોઈ અડકે છે તો ખમાતુંએ નથી. એમાં લોહી પુષ્કળ હોય છે, તેથી લાલ જણાય છે. એ ચામડી ઘણી કુમળી છે, તેથી ખુલ્લી રહી શકતી નથી, માટે તેને ઉપલા પડનું ઢાંકણ હોય છે. ઓસીકાનો દાખલો લેવાથી ચામડીની રચના બરાબર સમજાશે. ઓસીકામાં રૂ હોય છે, તેમ શરીરમાં હાડકાં વગેરે છે. જેમ રૂને એકઠું કરી રાખનાર ખોળીઉં છે, તેમ હાડકાં વગેરેનું રક્ષણ કરવા માટે ચામડીનું હેઠલું પડ છે. વળી ખોળીઉં મેલું ન થાય તે સારૂ ગલેફ ચઢાવીએ છીએ, તેમ એ આળા પડને ઈજા ન થાય તે સારૂ તેના ઉપર ચામડીનું ઉપલું પડ હોય છે.

ચામડી શરીરને શોભિતું કરે છે, તથા શરીરના અવયવોનું રક્ષણ કરે છે એટલુંજ નહિ પણ તે પરસેવો વગેરે બહાર કાઢવાનું કામ પણ કરે છે. ચામડી ઉપર સૂક્ષ્મદર્શક કાચ મૂકીને જોઇએ, તો તેમાં અસંખ્ય કાપા કે રેખા તથા છિદ્રો દેખાય છે. એ છિદ્રોમાંથી શરીરનો મેલ પરસેવા



રૂપે બહાર નીકળે છે. પરસેવાની સાથે તેલ નીકળે છે, તે ચામડીને સુંવાળી રાખે છે. વળી ચામડીમાંથી વાળ ઊગે છે, તે તેનું રક્ષણ કરે છે અને તેને ગરમ રાખે છે. આપણા શરીરે વાળ આછા હોય છે, પણ ઘેટાં જેવાં કેટલાંએક પ્રાણીઓના ડીલ પર તે પુષ્કળ હોય છે. જે પ્રાણીના ડીલ પર ઘણા વાળ હોય છે, તેની ચામડી પાતળી છે. હાથીને ઘોડા અને ગેંડાને નહિ જેવા વાળ હોય છે, પણ તેમની ચામડી ઘણી જાડી હોય છે, તેથી ટાઢની ઋતુમાં તેમને ટાઢ વાતી નથી.

આળું—જરા અડકયાથી પણ દુખાય તેવું.
અસંખ્ય—અગણિત.
કુદરતી—માણસનું કરેલું નહિ તે.
સૂક્ષ્મદર્શક—નાની ચીજને મોટી દેખાડનાર.

## પાઠ ૬૭. ચામડું.

હરિલાલના જોડા ફાટી ગયા હતા, તેથી તેના કાકાએ સુરતથી નવા જોડા તેને લાવી આપ્યા. તેણે જોડા લઈને

આમ તેમ ફેરવી ફેરવીને જોયા. તળીઆં પર ટકોરો માર્યો, અને અંદર તથા ઉપર હાથ ફેરવી જોઇને ખાતરી કરી, કે તળીઉં ઘણું મજબુત છે. ઉપલું ચામડું ખાસું ચળકતું છે, ને અંદરનું સુંવાળું છે. તેને જોડા પસંદ પડ્યા.

નારણલાલે આ બધું જોયા કીધું. તે સમજ્યા કે હરિને ઘણા દિવસથી નવા જોડા જોઈતા હતા, તે આજે મળ્યા, તેથી તેને આનંદ થયો છે. પછી તેણે હરિને પૂછ્યું કે ભાઇ, જોડા શેના બને છે?

**હરિલાલ**—જોડા ચામડાના બને છે.

**નારણલાલ**—ખરી વાત. જોડાનું ચામડું કમાવેલું હોય છે. કમાવ્યા વિનાનું ચામડું ભેજવાળું અને નરમ હોય છે. ચામડાને સુકવે નહિ તો તે કોહવા માંડે છે. ઘણું સુકવે તો ખરબચડું થાય છે, તરડે છે, અને ઘડી વાળીએ તો તૂટી જાય છે. કમાવ્યાથી ચામડું સુંવાળું અને વળે એવું નરમ થાય છે અને તૂટતું નથી. વળી તે હલકું થાય છે, અને લાંબી મુદત ટકે છે. તેમાં પાણી ઉતરી શકતું નથી. જોડા પહેર્યાથી કાંટા વાગવાની, દાઝવાની અને જીવજંતુ કરડવાની બીક રહેતી નથી. ચોમાસામાં પગ ભીના થતા નથી.

**હરિલાલ**—કાકા, ચામડાને કેવી રીતે કમાવે છે?

**નારણલાલ**—સાંભળ ભાઈ. બે ચાર દિવસ પર ચમારવાડામાંથી હું જતો હતો. ત્યાં ચામડાની કેટલીએક

સીવેલી કોથળીઓ દોરી ઉપર ટાંગેલી હતી. તે એટલી બધી વાસ મારતી હતી, કે મારાથી ત્યાં લાંબું ઠરાયું નહિ. ચામડું કેવી રીતે કમાવો છો, એમ મેં એક ચમારને પૂછ્યું. ત્યારે તેણે મને કહ્યું કે જાનવરો મરી જાય, એટલે તેની ચામડી ઉતારી લઇએ છીએ, અને ચુનાના પાણીમાં બારથી પંદર દિવસ સુધી પલાળી રાખીએ છીએ. એથી ઉપલા વાળ ખરી પડે છે. પછી એક વાસણમાં પાણી ભરી તેમાં બાવળની છાલ ને હરડાં બેડાંનો ભુકો નાખી એક રસ કરી ચામડાં બોળી રાખીએ છીએ. દશ પંદર દહાડા કેડે તેને બહાર કાઢીએ છીએ, ને તેના કોથળા કોથળીઓ સીવીએ છીએ. ફરી તેમાં ઉપલો મસાલો ભરી સાત આઠ દિવસ સુધી તેને ટાંગી રાખીએ છીએ. ત્યાર પછી તેને ધોઇએ છીએ, અને તેલ ચોપડી સુકવવા નાખીએ છીએ. સુકવ્યા પછી તેને રાંપીથી સાફ કરી વેચીએ છીએ. કહે હરિ, ચામડાની શી શી વસ્તુઓ બને છે?

હરિલાલ—ઘોડાનાં જીન, ચોપડીનાં પુઠાં, હાથનાં મોજાં, બૂટ વગેરે. કાકા, એ બધી ચીજોનું ચામડું એક જાતનું હશે?

નારણલાલ—ના. હાથના મોજાનું ચામડું કુમળું હોય છે, ને જીનનું સખત હોય છે.

હરિલાલ—કુમળું કે સખત ચામડું શી રીતે કરતા હશે?

નારણલાલ—જુદાં જુદાં પ્રાણીનાં ચામડાં કમાવ્યા પછી વધારે ઓછાં કુમળાં થાય છે. જીન ડુક્કરની ચામડીનાં

થાય છે. બકરાંનાં ચામડાંનાં ચોપડીનાં પુઠાં બને છે. બકરીનાં બચ્ચાંનાં ચામડાંનાં હાથનાં મોજાં થાય છે. બૂટ તથા જોડા બળદનાં ચામડાંના બને છે. ભેંસ, પાડા અને ઊંટના ચામડાંની પાણીની મસકો થાય છે.

ચમારવાડો—જ્યાં ચમાર લોકો રહેતા હોય તે જગા. | મસક—પખાલ. રાંપી—મોચીનું એક ઓજાર.

## पाठ ६८. ऊन.

**શિક્ષક**—છોકરાઓ, તમારામાંથી ઘણાએ ઘેટાં તો દીઠાં હશે. જેણે નહિ દીઠાં હોય તેઓ બકરાં કેવાં હોય છે, તે તો સારી પેઠે જાણતા હશે. ઘેટાં ઘણી વાતે તેને મળતાં છે. બોલ મહંમદ, ઘેટાં કઈ જાતનો ડગલો પહેરે છે?

**મહંમદ**—સાહેબ, મેં કોઈ દિવસ ઘેટાંને ડગલો પહેરતાં જોયાં નથી. વખતે શિયાળામાં ઢોરઢાંકરને ઓઢો ઓરાઢીએ છીએ, પણ ઘેટાંને તો તેઓ ઓરાઢતા નથી.

**શિક્ષક**—બહુ સારૂં. પણ મેં તો ઘેટાંને અને બકરાંને ડગલો પહેરતાં જોયાં છે. એ કઈ જાતનો ડગલો હશે, કાસમ?

**કાસમ**—મહેતાજી સાહેબ, તમે ખરેખરા ડગલાની વાત કરતા નથી, પણ તેઓને ડીલે વાળ હોય છે તે વિષે કહો છો. ડગલાથી આપણા શરીરમાં ગરમાવો રહે છે, તેમ ઊન કે વાળને લીધે તેમનાં શરીરમાં પણ રહે છે.

**શિક્ષક**—હા, ખરી વાત. બોલ મહંમદ, ઘેટાં ને આપણી વચ્ચે શો ફેર છે?

**મહંમદ**—આપણી ચામડી પર ઊનનો ડગલો ઊગતો નથી. માણસો ડગલા જાતે સીવીને કે બીજા પાસે સીવડાવીને પહેરે છે. તે સુતરના બને છે.

**શિક્ષક**—શિઆળામાં પહેરવાના ડગલા ઊનના બને છે. શિઆળો ઉતર્યા કેડે ઘેટાંના તથા બીજાં ઊનવાળાં પ્રાણીઓના શરીર પરથી ભરવાડો વાળ કે ઊન કાતરી લે છે. પછી તે એકઠું કરે છે, અને ગાંસડીમાં બાંધી સાફ થવા ને મોકલે છે. કાંતવા જેવું સાફ થયા પછી તેનું કાપડ વણાય છે, અને તેના ડગલા બને છે. જુઓ, આપણા ડગલાને માટે કેટલી ઊઠવેઠ તથા મજુરી પડે છે? એમાંનું ઘેટાંને કશુંએ કરવું પડે છે? તેને તો પેદા થતાંની સાથે ઈશ્વરે ડગલો તૈયાર આપ્યો હોય છે. વારૂ મહંમદ, આપણા ડીલ પર ઊન જેવું કંઈ ઊગે છે કે?

**મહંમદ**—ના સાહેબ. આપણા ડીલ પર ફકત વાળ હોય છે. તે ઊન નથી, તેમ તેના જેવા વાંકડીઆ તથા ભરાઉ પણ નથી.

**શિક્ષક**—બધાં પ્રાણીઓને વાળજ હોય છે. ઘેટાંના વાળને આપણે ઊન કહીએ છીએ. સઘળાં પ્રાણીઓના વાળ ઊન જેવા ભરાઉ તથા વાંકડીઆ નથી. બકરાંના વાળ લાંબા તથા સીધા હોય છે. તેના કામળા, કામળી વગેરે બને છે. તે મજબુત અને ટકાઉ હોય છે. ઊંટના વાળના કામળા અને શેતરંજી બને છે. ઠંડા દેશના લોકો ખાંસ કરીને ઊનનાં કપડાં પસંદ કરે છે, કારણ કે તે હલકાં અને

સુંવાળાં છે એટલુંજ નહિ, પણ તે પહેર્યાથી હૂંફ રહે છે. આપણો દેશ ગરમ છે, તેથી આપણે તે કપડાં શિઆળામાંજ પહેરીએ છીએ. ઊનનાં કપડાં સાચવીને વાપર્યાં હોય તો ઘણા દહાડા ટકે છે. તેને સાચવીને ન રાખ્યાં હોય તો ઢુચ્આ કે કુંસારી ખાઈ જાય છે. કાસમ, ઊનનાં થોડાંએક કપડાંનાં નામ દઈશ?

**કાસમ**—ડગલા, વાસ્કુટ, ગળપટ્ટા, ઝબ્બા, પહેરણ, કબજા અને હાથનાં તથા પગનાં મોજાં.

**શિક્ષક**—બરાબર. ઊનનું કપડું સારૂં કે સુતરનું, તે વિષે કોઈ બીજી વખતે વાત કાઢીશું. આજ આટલી વાત બસ છે.

ઊઠ વેઠ—માથાકુટ.
ગરમાવો—ગરમી.
વાસ્કુટ—કુંમર સુધીનો વગર બાંયનો કબજો.
હૂંફ—ગરમાવો.

## પાઠ ૬૯. ઘર.

**બાલુ**—આવતે સોમવારે બેસતા મહીનાનો પડવો છે. તે દિવસે સારે ચોઘડીએ અમે અમારા આ નવા ઘરમાં રહેવા આવનાર છીએ. ચાલ હુસેન, તને અંદર લઈ જઈ આજે બધું ઘર બતાવું. જો આ આંગણું છે. એમાં અમે આ નાનો સરખો બાગ બનાવ્યો છે.

**હુસેન**—આ ઘરની ઉભરણી કેટલી ઉંચી હશે, આસરે પાંચ ફૂટ લાગે છે.



**બાલુ**—ખાસ એટલી ઉંચી રાખી છે. ઘરનું ભોંયતળીઉં નીચું હોય તો ઘરમાં ભેજ રહે. અને ભેજ તો રોગનું ઘર સમજવું.

**હુસેન**—આ ઓટલો છે, ખરો? થાંભલાની કુંભીઓ ઘણી મજબુત છે. બધીજ સાગની છે. કરા બહારથી તો છોએલા છે. અંદરની બાજુએ છોલાણું કીધું નથી. પરસાળ ને ઓસરી બેઉ મોટાં છે. પેલી નાની ઓરડી શાને માટે હશે?

**બાલુ**—એ તો અમારૂં દેરાસુર છે. એવી ઓરડીમાં અમે દેવ પધરાવીએ છીએ, ને પૂજા કરીએ છીએ.

આ રસોડું છે. એની પાસે આ પાણીઆરૂં છે. પેલો પાછળ દેખાય છે તે કોઠાર છે.

**હુસેન**—રસોડામાં ધુમાડીઉં તો જોઈએ. તેને લીધે ધુમાડો રસોડામાં ઘેરાઈ રહેતો નથી, ને ભીંતો પણ કાળી થતી નથી. પેલા કોઠારના ઓરડામાં જોઈએ તેટલી બારી મૂકેલી જણાય છે. જો, એથી કેટલું બધું અજવાળું પડે છે?

**બાલુ**—હા. લોકો કહે છે કે જ્યાં અજવાળાની અને હવાની પુષ્કળ આવજા હોય છે, ત્યાં વૈદનાં પગલાં થતાં નથી. હુસેન, પેલા કોઠારની પાછળ નાહવાની ઓરડી જોઈ? એની પાછળ લાકડાં ભરવાની જગા છે. પેલા ખુણામાં જાજરૂ છે. જોયો આ વાડો? અહીંઆં પણ નાનો બાગ બનાવ્યો છે. આ તુળસી ક્યારો છે. પાછળ છીંડી છે. ચાલ હવે આપણે માળ પર જઈએ. ઘરનો આ વચલો ભાગ છે. પરસાળમાંથી ઉપર જવાને આ એક સીડી છે.

**હુસેન**—ઓહો! માળે દિવાનખાનું ઘણું સરસ છે. બારીએ રંગબેરંગી કાચ જડ્યા છે, એ ઠીક દેખાય છે. લો, દિવાલે પણ મોટા માણસોની છબીઓ ટાંગી છે. સરસામાન ખુબીથી ગોઠવ્યો છે. ભીંત પણ રંગેલી છે. વાહ! એના પર વેલ વગેરે સારાં ચિત્રો પણ ચીતરાવ્યાં છે.

**બાલુ**—જો, આ ઓરડો સૂવાનો અને સામો વાંચવા લખવાનો તથા ઊઠવા બેસવાનો છે. એમાં ભીંતે ખીંટીઓ ને થોડાં તાકાં મુકાવ્યાં છે. ચાલો, હવે બીજા ઓરડામાં

જઈએ. અહીં મોભ દેખાય છે. મોભ ઉપર સાકટા છે, ને તેના પર પકવાસા જડ્યા છે. પકવાસા પર નળીઆં છે, તેથી છાપરૂં કામડાંથી સરડાવ્યું નથી.

**હુસેન**—હજી અહીં છત જડવાની બાકી છે કે?

**બાલુ**—હા, તે આજ જડાશે. પેલી અગાસી જોઈ? એ નરદમ છોની છે.

**હુસેન**—બાલુ, ઘરમાં બધે ફરી વળ્યા. પણ તારો અભ્યાસનો ઓરડો કંઈ દીઠો નહિ. તે છે કે નહિ?

**બાલુ**—આવ, હવે પાછલે માળે જઈએ. આ મારો અભ્યાસનો ઓરડો. એની પાસે મારા ભાઈનો સૂવાનો ઓરડો છે. ચાલ, હવે આગલે માળે ઝરૂખામાં જઈએ.

**હુસેન**—વાહ, શી ઝરૂખાની શોભા! બેશક, તારૂં ઘર ઘણી સવડવાળું છે.

ઉભરણી—ભોંય તળીઆથી ઉંચાઈ.

સરડાવવું—છાપરા ઉપર કામડાં બાંધવાં.

દિવાનખાનું—બેસવા ઊઠવાનો મુખ્ય ઓરડો.

સવડવાળું—વગવાળું.

# पाठ ७०. वखत जाणवानी असली रीत.



**છગન**—મા, આજે અમારે નિશાળમાં રજા છે, તેથી ત્રણ વાગે રહેમાન સાથે રમવા જઈશ. જાઉં કે નહિ મા? હજી ત્રણ નથી વાગ્યા?

**મા**—અત્યારમાં ત્રણ ક્યાંથી વાગે? ઓળો તો પેલા પત્થર સુધી પહોંચ્યો નથી. હજી તો હમણાજ બે વાગ્યા. પગથીએ ઓળો પહોંચશે ત્યારે ત્રણ થશે.

**છગન**—ઓળા ઉપરથી વખત શી રીતે માલમ પડે? ઓળો તારી ઘડિઆળ હોય એમ જણાય છે.

**મા**—ઘડિઆળ તો હમણા હમણા નીકળી છે. પહેલાં અમે ઓળા પરથી વખત જાણતાં, ને તે માટે છાયા-યંત્ર નામનું એક સાધન પણ વાપરતાં. આપણે ત્યાં માળે એક જુનું પડ્યું છે, તે લાવીને તો બતાવું.

તે ઉપર જઈને યંત્ર લઈ આવી, ને તેમાં બે ત્રણ ખીલા ભેરવી વાડામાં બેસણી જેવુ હતું તે પર તે બેસાડ્યું.

**છગન**—મા, સાધારણ ધડિઆળ જેવું આને પતરૂં તો છે, પણ કાંટા કયાં?

**મા**—આ લાકડી જેવું દેખાય છે તે કાંટો છે. એ કાંટો ઘડિઆળના કલાકના કાંટા જેવો છે. આમાં મિનિટ કાંટો હોતો નથી. એનાથી આપણે વખત જાણી શકીએ કે નહિ તે જો.

**છગન**—કાંટાનો ઓછાયો ત્રણ અને બેની વચ્ચે પડેલો છે, તેથી બે વાગી ગયા છે, પણ ત્રણ નથી વાગ્યા. બે ઉપર કેટલી મિનિટ થઈ છે, તે એટલા ઉપરથી કોઈ નહિ કહી શકે. મા, આ યંત્ર કેવી રીતે બનાવ્યું હશે? આમાં આંકડાનું ચક્કર પણ પુરૂં નથી. આંકડા ચક્કરના અર્ધા ભાગ પર છે, ને વળી બારનો આંકડો છેક તળીએ છે. એમ કેમ હશે?

**મા**—બાર વાગે સૂર્ય બરાબર આપણે માથે આવે છે, માટે આ કાંટાનો ઓળો બરાબર એની નીચે પડશે. તેથીજ બારનો આંકડો એ જગાએ છે.

**છગન**—હવે હું સમજયો, મા. સવારમાં સૂર્ય પૂર્વ દિશાએ હોય, એટલે કાંટાનો ઓળો પશ્ચિમ દિશાએ પડે. તેથી ૬ નો આંકડો આ બાજુએ છે. જેમ જેમ સૂર્ય ઉંચો ચઢે છે, તેમ તેમ ઓળો નીચે પડતો જાય છે. તેથી ૭,૮,૯,૧૦,૧૧ આ પ્રમાણે માંડ્યા છે બારને

આંકડો બરાબર નીચે છે. સૂર્ય પશ્ચિમ તરફ જતો જાય છે, તેમ પડછાયો આ બાજુએ ચઢતો જાય છે, ને તેથી ૧,૨,૩,૪,૫,૬, એમ આ તરફ મૂક્યા છે. પણ મા, દિવસે વાદળાં હોય ત્યારે અથવા રાત્રે કેમ થતું હશે? તે વખતે આ છાયાયંત્રનો શો ઉપયોગ? ત્યારે પડછાયો તો જણાય નહિ.

મા—મારે કબુલ કરવું જોઈએ, કે એવી વખતે એ યંત્ર કંઈ કામનું નથી, માટે લોકોએ રેતીની શીશી બનાવી.

છગન—મારી નિશાળમાં એવી શીશી છે. તે કાચની છે. તેનો ઘાટ વાંદરા તથા રીંછના મદારીઓ ડુગડુગા વગાડે છે તેના જેવો છે. ઉપલા ખાનામાંથી રેતી નીચલા ખાનામાં ધીમે ધીમે પડે છે. બધી રેતી પડી રહે, ત્યારે કલાક વગાડે છે, ને શીશી ફેરવી મૂકે છે, એટલે રેતી પાછી ઉપલા ભાગમાંથી હેઠલામાં પડવા માંડે છે. બધી રેતી ઠલવાઈ રહે તે વખતે તે ફેરવવાને ત્યાં કોઈ હોય નહિ, તો ત્યારપછીનો બધો વખત ખોટો વાગશે.

મા—કોઈને સાચો વખત જાણવો હોય, તો એવી ઘડિઆળને સારૂ ચોકી રાખવી પડે છે. હવે તારે રમવા જવું છે, ખરૂં? ઠીક જા, ત્રણ વાગ્યા છે.

ઓછાયો—ઓળો; પડછાયો. | મદારી—ખેલ કરી બતાવનાર.

# પાઠ ૭૧. વખત જાણવાની નવી રીત.

છોકરાઓ, જુઓ આ ઘડિઆળ છે. એના પર



ગોળ પતરૂં જડેલું છે, તેને ચંદા કહે છે. એ ચંદા પર એકથી બાર સુધી આંકડા એક જાતની જુની લિપિમાં માંડેલા છે જેને ઘડિઆળ જોતા શીખવું હોય, તેણે પહેલાં તે આંકડા ઓળખતાં શીખવું જોઈએ

દરેક ઘડિઆળને બે કાંટા હોય છે; એક મોટો અને બીજો નાનો. કેટલા કલાક વાગ્યા છે, તે નાના કાંટાથી જણાય છે, ને ઉપર કેટલી મિનિટ થઈ છે, તે મોટાથી માલમ પડે છે.

એક કલાકની સાઠ મિનિટ હોય છે, તેથી ચંદાના સાઠ સરખા ભાગ કરી કોરે કાપા પાડ્યા છે. એ દરેક કાપો એકેક મિનિટ બતાવે છે. આવા દર પાંચ પાંચ ભાગને અંતરે I. II. III. એમ XII. સુધી આંકડા માંડેલા છે. એ આંકડાઓ સામટા મળીને સાઠ મિનિટ કે એક કલાક જણાવે છે. કલાકની સાઠ મિનિટ લેખે પા કલાકની ૧૫, અરધાની ૩૦, ને પોણાની ૪૫ મિનિટ થાય.

મોટો અથવા મિનિટ કાંટો ઘણો જલદી ચાલે છે. એક કલાકમાં સાઠ મિનિટનું આખું ચક્કર તે ફરી વળે છે. પણ એટલાજ વખતમાં કલાકનો કાંટો માત્ર પાંચ મિનિટનું

અંતર કાપે છે. એટલે કે તે એક આંકડા પરથી બીજા આંકડા પર જાય છે.

બપોરે બાર વાગે બંને કાંટા બારના આંકડા પર હોય છે. બપોર પછી બાર કલાકે મધરાત થાય છે, ત્યારે બેઉ કાંટા પાછા બાર પર એકઠા થાય છે. એક વાગે નાનો કાંટો એકના આંકડા પર આવે છે. નાના કરતાં મોટો બાર ગણો ઝડપથી ચાલે છે, ને તેથી તે આખું ચક્કર ફરીને એક કલાકમાં પાછો બારને આંકડે આવે છે.

તેજ પ્રમાણે બે વાગે નાનો કાંટો બે ઉપર હોય છે, ને મોટો બાર ઉપર હોય છે.

હવે ધારો કે નાનો કાંટો ચાર અને પાંચની વચ્ચે છે, એટલે ચાર વાગી ગયા છે, પણ પાંચ વાગ્યા નથી. જો મિનિટ કાંટો નવને આંકડે હોય તો ૪ ને ૪૫ મિનિટ અથવા પોણા પાંચ થયા છે એમ કહેવાય. વળી ધારો કે નાનો કાંટો ૭ અને ૮ ની વચ્ચે છે, અને મોટો કાંટો ૫ના આંકડા પછી ત્રીજા કાપા પર છે, તો સાત ઉપર કેટલી મિનિટ થઈ છે, તે આપણે જોઈએ. મોટો કાંટો પાંચ આંકડા એટલે પચીસ મિનિટ અને તેમાં ત્રણ ઉમેરીએ એટલે અઠ્ઠાવીસ મિનિટ ચાલ્યો છે. એથી ૭ ઉપર ૨૮ મિનિટ થઈ છે એમ કહેવાય.

ચંદાની ૫.ળ કમાન છે. એને કુંચી આપીએ એટલે ઘડિઆળ ચાલે છે. તે ચાલતી હોય છે, ત્યારે કમાન ધીમ

ધીમે ઉકલતી જાય છે. એથી એની સાથે સંબંધ રાખનારાં ચક્કરો ચાલે છે. કાંટાઓનો પણ એ ચક્કરો સાથે સંબંધ જોડેલો હોય છે, ને તેથી ચક્કરો ફરે છે ત્યારે તે પણ ફરે છે.

મોટાં ઘડિઆળમાં વળી એક બીજી કમાન હોય છે. એની સાથે પણ ચક્કરો જોડાએલાં હોય છે, ને તેને એક હથોડી જેવું લગાડેલું હોય છે. ચક્કરોના ફરવાથી દર કલાકે એ હથોડી એક વાડકી ઉપર અથડાય છે, અને તેથી જેટલા વાગ્યા હોય તેટલા ટકોરા વાગે છે. દાખલા તરીકે ૬ વાગ્યા હોય તો ૬ ટકોરા થાય છે.

કેટલાંક ઘડિઆળમાં ચંદાના હેઠલા ભાગમાં એક નાનું કુંડાળું હોય છે. એના પણ બરાબર સાઠ ભાગ કરી તે પર પંદર પંદરને અંતરે અંગ્રેજીમાં ૧૫, ૩૦, વગેરે આંકડા મૂકેલા હોય છે. તેમાંનો કાંટો એ સાઠ ભાગ ફરી વળે છે, એટલામાં ઉપરનો મિનિટ કાંટો એક મિનિટ ચાલે છે. મિનિટના સાઠમા ભાગને સેકંડ કહે છે.

અંતર—છેટું. | નુ ગુચ્છળુ.
કમાન—પોલાદની પટ્ટી કે તાર- | સામટા—ભેગા.

## पाठ ७२. त्राजवुं.

પરશુરામ બજારે જઈ એક શેર ખાંડનું પડીકું બંધાવી લાવ્યો, ને તેના ભાઇ જેશંકરને આપ્યું. જેશંકરને તે ઓછું લાગવાથી ઘરમાં ગયો, અને ત્રાજવું લાવી તોળવા લાગ્યો. એક પલ્લામાં તેણે શેર મૂક્યો અને બીજામાં પડીકું

મૂક્યું. પછી તેણે ત્રાજવું ઉંચું કરીને જોયું તો ખાંડ ઓછી જણાઈ. પછી તેણે ખાંડવાળા પલ્લામાં એક પછી એક દશ રૂપીઆ નાખ્યા, ત્યારે ત્રાજવુ સમતોલ થયું.



જેશંકર—જોયું, ખાંડ પાશેર ઓછી છે. બેશક ગાંધીએ તને છેતર્યો છે.

પરશુરામ—મેં જોયું તે કાટલું કે તોલું તો શેરનું હતું, અને તોળ્યું હતું પણ બરાબર. પછી પડીકું બાંધ્યું, તે લઈને હું પાધરો ઘેર આવ્યો. રસ્તામાં વેરાઈએ નથી કે ઓછી થાય.

જેશંકર—તોલ ખરૂં છે કે નહિ, તે જાણવાને એકલાં તોલાં જોવાં બસ નથી. ત્રાજવાનાં પલ્લાં એક સરખા વજનનાં હોવાં જોઈએ. એક ભારે અને બીજું હલકું હોય તો વેપારી હલકામાં વજન મૂકે, અને ભારેમાં સોદો મૂકી જોખે. એમ કરીને માલ પૂરો દેખાડીને ઓછો આપે. વળી દાંડીની બે બાજુ સમાન જોઈએ. તેમ ન હોય તો આપણને નુકસાન થાય. આવાં ત્રાજવાંને લોકો દોઢ દાંડીનું ત્રાજવું કહે છે.

પરશુરામ—એક પલ્લું બીજા કરતાં જેટલું ભારે હોય તેટલો માલ ઓછો આવે, એ હું સમજું છું; પણ એક દાંડી બીજી કરતાં લાંબી અથવા ટૂંકી હોય, તો માલ વધારે ઓછો મળે, એ હું બરાબર સમજ્યો નહિ.

આથી જેશંકરે ત્રાજવાના દાંડીના વચલા ભાગથી જરા છેટે દોરી બાંધી. તેણે લાંબી દાંડીવાળા પલ્લામાં ખાંડ અને ટૂંકી દાંડીવાળામાં શેર મૂક્યો, ને જોયું તો ખાંડ બરાબર થઈ.

જેશંકર—જોયું? ખાંડ શેર કરતાં ઓછી છ, છતાં એ શેર જેટલી લાગે છે; કારણ કે જે પલ્લામાં આપણે શેર મૂક્યો છે, તે તરફની દાંડી ખાંડવાળા પલ્લા તરફની દાંડી કરતાં ટુંકી છે. એ સર્વ ચીચવાની રમત જેવું છે. તેમાં એક બાજુએ હલકો અને બીજી તરફ ભારે છોકરો બેસે, તો તે કેવી યુક્તિઓ કરે છે?

પરશુરામ—હા, હા, આપણો પાડોશી નારણલાલ મારી ઉંમરનો છે, અને મારા જેટલોજ જબરો છે. ચીચવાના એક તરફ હું બેસું છું, ને બીજી તરફ તે બેસે છે, તો કોઈ નમતું નથી; પણ એક છેડે હું કે નારણલાલ બેસીએ છીએ ને બીજે છેડે આપણી સામે રહેનાર ચુનીલાલ બેસે છે, તો તેના વાળું પાસું નીચું નમે છે. પણ ચુનીલાલ છેક છેડે ન બેસતાં જરા ઉપરથી બેસે છે, ત્યારે અમે સમતોલ થઈ રહીએ છીએ

જેશંકર—બીજી બાજુ તરફ બેસનારનું વજન ઓછું વત્તું હોય તે પ્રમાણે તેણે મધ્ય ભાગથી વધારે કે ઓછે અંતરે

એસવું જોઈએ. ત્રાજવામાં પણ તેને મળતુંજ કંઈ કરવું પડે છે. ટુંકી દાંડીવાળા પલ્લામાં શેરનું તોલું મૂકીએ, તો સમ-તોલ કરવાને લાંબી દાંડીવાળા પલ્લામાં શેરથી ઓછો માલ મૂકવો જોઈએ.

**પરશુરામ**—ઠીક. એ જોતાં તો લાંબી દાંડીવાળા પલ્લામાં કાટલાં અને બીજી મેર માલ મૂકવાનું ગાંધીને કહીએ, તો આપણને ઘણો ફાયદો થાય.

**જેશંકર**—બરાબર છે. પણ ત્રાજવું દોઢ દાંડીનું છે એવો વહેમ પડે, તો પહેલાં અર્ધો માલ એક પલ્લામાં અને પછી બાકીનો બીજામાં જોખાવવો. એથી આપણને નુકસાન ન થાય. કારણકે એકની ખાધ બીજું પૂરે છે એટલુંજ નહિ, પણ સહેજસાજ વધારે આપે છે. એમ કરીએ તો ગાંધી જુઠું ત્રાજવું વાપરવાનું ભૂલી જાય.

ખાધ—ખોડ; ખાંપણ.
મધ્ય—વચ્ચોવચ.
યુક્તિ—કળા; તજવીજ.
સમતોલ—સરખા વજનનું.

